૭૭૫૫

## દશમી આવૃત્તિની પ્રસ્તાવના.

આ ગ્રંથની છેલ્લી આવૃત્તિની બાર હજાર નકલો સને ૧૮૮૮ ની સાલમાં નામદાર સરકારે છપાવી હતી, પણ તે વેચાઈ ગઈ છે.

વાણીભૂષણ નામનું સંસ્કૃતમાં પિંગળ છે, અને છંદશૃંગાર નામનું વ્રજભાષામાં છે. તે બંનેમાં છંદનું માપ બતાવતાં ગણુ તોડી નાંખેલા છે તે પ્રમાણે આમાં પણ મેં કેટલેક ઠેકાણે ગણુ તોડી નાંખ્યા હતા. પરંતુ અભ્યાસીને અડચણ પડવાથી રા. રા. કેશવલાલ ધ્રુવ, બી. એ. ની સલાહથી આ આવૃત્તિમાં કેટલોક ફેર છે. રા. રા. કેશવલાલભાઇએ આ કામમાં મને ઘણી સહાયતા આપી છે. માટે તેમનો ઉપકાર માનું છું.

દલપતરામ ડાહ્યાભાઈ.

# અનુક્રમણિકા.

# ગુજરાતી પિંગળ.

## પ્રકરણ ૧.

### ઉપોદ્ઘાત.

( દોહરા. )

પિંગળ પાઠ પઢ્યા વિના, કાવ્ય કરે કવિ કોય;
વળિ વ્યાકરણ વિના વદે, વાણી વિમળ ન હોય. ૧

ત્વરત તોળવા તાળ તો, પઢ ગુરુ લઘુનો પાઠ;
તે સંકેતે સમજવા ઓળખજે ગણ આઠ. ૨

### લઘુ ગુરુ વિચાર.

હ્રસ્વ ઇ, ઉ ને અકાર સ્વર, લઘુ અક્ષર લેખાય;
જોડાક્ષરથી જો પ્રથમ, થડકે તો ગુરુ થાય. ૩

બાકી સ્વર બીજા ઘણા, ગુરુ સંજ્ઞાથી ગણાય;
પણ જાણો લઘુ જો મુખે, લઘુ જેવો બોલાય. ૪
વળિ જે સ્વર વ્યંજન વિષે, તે પણ ગુરુ લઘુ તેમ;
ગુરુની માત્રા બે ગણો, એકજ લઘુની એમ. ૫

ડ । ડ । । । । । । ડ । । ડ ડ । । ડ ।
વક્ર ચિહ્ન ગુરુ વરણનું, લઘુની લીટિ લખાય;

। । । । । । ડ । । । ડ ડ ડ ડ ડ । ડ ।
લઘુ ગુરુ લખિને નવ ગણો, ઉચ્ચારે ઓળખાય

### આઠ ગણ વિષે.

મ ય ર સ ત જ ભ ન આઠ ગણ,
કહું તેના આકાર તે, વાંચો રાખિ

આદિ મધ્ય ને અંત લઘુ, ય, ર, ત, નામ ગણુ એહ;
ભ, જ, સ, એમ ગુરુ ભાળિએ, ત્રણુ ગુરુ લઘુ મ, ન, તેહ. ૮

( છપ્પો. )

માતાજી તે મગણુ, નગર તે નગણુ પ્રમાણો;
ભોજન તે ભણુ ભગણુ, જગાત જગણુ વળી જાણો;
સમતા તે ગણુ સગણુ, યશસ્વી યગણુ ગણી જે;
રામજી ગણો રગણુ, તગણુ તાતાર ભણી જે;
એવી રીતે ગણુ આઠના, અચળ જુદા આકાર છે;
વળિ લકાર સંજ્ઞા લઘુ ગણો, ગુરુનું ચિહ્ન ગકાર છે. ૯

---

## અંક સંજ્ઞા.

( શિખરિણી છંદ. )

[1]શશી ભૂમી એકે, [2]ભુજ નયન બે યુગ્મજ ભણો;
વળી [3]વહ્નની નાડી, ભુવન ગુણુ તે તો ત્રણ ગણો;

---

૧. ચંદ્ર એક છે માટે શશી, ઇંદુ, ચંદ્ર વગેરે શબ્દ એકની સંજ્ઞા છે, તેમજ આપણી પૃથ્વી એક છે માટે પૃથ્વીનું હરેક નામ પણ એકની સંજ્ઞા છે.

૨. હાથ અને આંખો બબે છે માટે હસ્ત, કર, વગેરે હાથનાં ય તથા આંખનાં હરેક નામ તે બેની સંજ્ઞા મનાય છે. વળી યુગ્મ ડું તે પણ બેની સંજ્ઞા છે. એજ રીતે આગળ આપેલી બીજી મજવી.

વડવાનળ અને ખોરાક પચાવનાર જઠરાગ્નિ એ રીતે ત્રણ જેઃ—ઇડા, પિંગળા અને સુષુમ્ણા, તેમજ સ્વર્ગ, તે ભુવન ત્રણ છે, અને ગુણ પણ ત્રણ છે— ાણ.

લહ્યા [1]વેદ મુક્તી, જુગ વરણું તે ચાર સજનો,
[2]શરો ભૂલો પાંચે, ખટજ [3]ઋતુ ચક્રો દરશનો. ૧૦

( ભુજંગી છંદ. )

[4]મુની [5]સિંધુ સાતે [6]વસૂ [7]સિદ્ધિ આઠે,

---

૧. ઋગ્વેદ, યુજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ, એ રીતે વેદ ચાર છે. મુક્તિ ચાર પ્રકારની છેઃ—સાયુજ્યમુક્તિ, સામીપ્યમુક્તિ, સાલોક્યમુક્તિ, સારૂપ્યમુક્તિ. કૃતયુગ, ત્રેતાયુગ, દ્વાપરયુગ અને કલિયુગ એ રીતે યુગ ચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ રીતે વર્ણ પણ ચાર છે.

૨. કામદેવનાં બાણ પાંચ છેઃ—૧ કમળ, ૨ અશોક, ૩ આંબાનો મોર, ૪ મોગરો અને ૫ ધેરા આશમાની રંગનું કમળ. પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ એ પાંચ ભૂત કહેવાય છે.

૩. ઋતુ ૭ છેઃ—વસંત, ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમંત અને શિશિર. યોગશાસ્ત્રમાં શરીરનાં ૭ ચક્ર કહ્યાં છેઃ—આધાર, અધિષ્ઠાન, મણિપૂર, અનાહત, વિશુદ્ધ, અગ્નિચક્ર. દર્શન અથવા શાસ્ત્ર ૭ છેઃ—ન્યાય, મીમાંસા, વૈશેષિક, સાંખ્ય, યોગ, કર્મમીમાંસા અને બ્રહ્મમીમાંસા. કેટલાએક તો ધર્મના ૭ પંથનેજ ખટદર્શન કહે છે તે નીચે પ્રમાણે છેઃ—જોગી, જંગમ, ફકીર, સંન્યાસી, જૈન ને બ્રાહ્મણ.

૪. મુખ્ય મુનિ એટલે ઋષિ સાત છેઃ—ગૌતમ, વિશ્વામિત્ર, ભારદ્વાજ, વસિષ્ઠ, કશ્યપ, અત્રિ અને જમદગ્નિ.

૫. પુરાણોમાં સિંધુ, એટલે સમુદ્ર સાત કહ્યા છેઃ—ક્ષીર, મધુ, ઈક્ષુ, ક્ષાર અને મિષ્ટ કિંવા શુદ્ધ સમુદ્ર.

૬. વસુ એ નામના આઠ દેવ છેઃ—અપ, ધ્રુવ અનલ, પ્રત્યૂષ અને પ્રભાસ.

૭. સિદ્ધિ આઠ પ્રકારની છેઃ—અણિ પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઈશિત્વ અને વશિ

નવે [1]ખંડ ભક્તી દશ [2]દીશ પાઠે;
કહો [3]રૂદ્ર એકાદશી [4]ભાનુ બારે,
પછી [5]યક્ષ છે [6]રત્ન ચૌદે વિચારે. ૧૧
[7]તિથી તે પછી સોળ [8]શૃંગાર જાણો,

૧. જંબુદ્વીપના નવ ખંડ છે તેનાં નામઃ—ઈલાવૃત, કેતુમાળ, હિરણ્ય, કુરૂ, રમ્ય, ભદ્રાશ્વ, ભરત, કિંનર, હરિવર્ષ. ભક્તિ નવ પ્રકારની છે તેની વિગતઃ—ગુણ સાંભળવા ને ગુણ કહેવા, સ્મરણ કરવું, પગ ચાંપવા, પૂજા કરવી, નમસ્કાર કરવા, દાસપણું કરવું, મિત્રતા કરવી અને પોતાનો આત્મા અર્પણ કરવો.

૨. દિશાઓ દશ છેઃ—ચાર દિશાઓ ચાર ઉપદિશાઓ કિંવા ખુણા અને આકાશ તથા પાતાળ.

૩. રૂદ્ર કહેતાં શિવ ૧૧ છે, જુઓ દયારામભાઈકૃત વસ્તુ વૃંદદીપિકા.

૪. સૂર્ય બાર છે; ગુણભેદે કરીને પ્રત્યેક મહિનાના સૂર્યનું નામ જુદું છે.

૫. યક્ષ તે તેરની સંજ્ઞા છે એમ છંદશૃંગાર નામે પિંગળમાં લખ્યું છે.

૬. સમુદ્રમાંથી નીકળેલાં રત્ન ચૌદ છે. લક્ષ્મી, કૌસ્તુભમણિ, પારિજાતક, સુરા, ધન્વંતરિ વૈદ્ય, ચન્દ્રમા, કામદુધા ગાય, ઐરાવત, ૫ર્સરા, સૂર્યનો સાત મ્હોંનો ઘોડો, અમૃત, શાર્ઙ્ગ નામનું ધનુષ્ય, શંખ ૨જાહળ વિષ.

૭. પડવે, બીજ વગેરે પખવાડિયાની તિથી પંદર છે.

૮. શૃંગાર સોળ પ્રકારના છેઃ—પીઠી ચોળીને નહાવું, સાફ લુગડાં પહેરવાં, જળતો અથવા મેંદી લગાડવી, ચોટલો ગુંથવો, ચંદન લેપન. ઘરેણાં પહેરવાં, મુખવાસ, સ્નેહ આવડવો, આંખનું કાજળ, વાંકી નજરે ચિત્તને વિષે ચતુરાઈ, ચાલવાની

પછી અંકની તો ગતી વામ આણો;
૭મુનિ [૧]ભૂમિ* તે સત્તરે જેમ માનો,
અઢારે †પુરાણો કલાથી પિછાનો. ૧૨

(દોહરા).

છે બે વિધના છંદ તે, ભણવા જો મન [૧]ભેળ;
વરણમેળમાં વરણ ગણ, માત્રા માત્રામેળ. ૧૩

[૨]ચતુર્થાંશ તે ચરણ પદ, જતિ પદમાં વિશ્રામ;
મત્તા મત્ત કળા કળો, ને માત્રાનાં નામ ૧૪

[૩]સમપદ ચારે સમપદો, અધ અર્ધ સમ તેહ;
વધે ઘટે તે વિષમપદ, ત્રણ છે છંદ તરેહ. ૧૫

વરણમેળ તો વરણ ગતિ, રચતાં રહે ન વ્હેમ;
મન ધરિ માત્રામેળમાં, તાળ ધરો કહું તેમ. ૧૬

---

છટા, પતિવ્રતાપણું અને ક્રીડા કરવી, એ રીતે રસિક પ્રિયામાં લખેલું છે.

* એકમના સ્થળ કરતાં વધારે સ્થળની સંખ્યાને સમજવાની રીત એ છે કે જે અંકો સંજ્ઞાથી કવિતામાં કહ્યા હોય તે ઉલટા ડાબી તરફથી ગણવા. 'મુનિ ભૂમિ' હોય તો ૧૭ થાય.

† પુરાણ અઢાર છે:—બ્રહ્મપુરાણ, પદ્મપુરાણ, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, લિંગપુરાણ, ગરૂડપુરાણ, નારદીયપુરાણ, ભાગવતપુરાણ, અગ્નિપુરાણ, સ્કંદપુરાણ, ભવિષ્યપુરાણ, બ્રહ્મવૈવર્તપુરાણ, માર્કંડેય-પુરાણ, વામનપુરાણ, વરાહપુરાણ, મત્સ્યપુરાણ, કૂર્મપુરાણ, બ્રહ્માંડપુરાણ.

૧. ભેળવ.

૨. સંસ્કૃત પિંગળમાં છંદો ઘણું કરીને ચાર ... તેને આધારે આ વ્યાખ્યા છે. જે પદમાં વિશ્રામ ... યતિ કહેવાય.

૩. સમપદ છંદમાં બે બે પદ... અને અર્ધસમમાં દોહરા વગેરે મા...

¹તાળનિ કળ તે પાછલી, મળ્યે ન તૂટે તાળ;
આવિ મળે જો આગલી, તાળ તુટે તતકાળ. ૧૭
તાળ લગારક તૂટતાં, ગણે ન ગુણિજન દોષ;
લાગે કવિતા લંગડી, તો શુણિ નહિ સંતોષ, ૧૮

---

## પ્રકરણ ૨.
## માત્રામેળ છંદ.

---

### ૧. ગમક છંદ—માત્રા ૫, તાળ ૧.

કણુ બાણુ, પદ જાણુ, તે ગમક, પદસમક. ૧
તીજીજ, કળ કીજ,² ત્યાં તાળ, સંભાળ. ૨
લઘુ અંત, ગુણુવંત, સજ છંદ, તજી ફંદ. ૩
ભજ ઈશ, દિન નીશ, દુઃખ જાય, સુખ થાય. ૪
શુભ વાત, સુણ ભ્રાત, ધર હામ, કર કામ. ૫
વિશ્રામ, આ ઠામ, નથિ અચળ, છે સુચળ.³ ૬

---

બે ઠેકાણે પ્રાસ મળે છે. પણ સોરઠામાં વચ્ચેજ બે ઠેકાણે પ્રાસ મળે છે. વેતાલીય આદિ અક્ષરમેળમાં પણ બે પદને છેડે પ્રાસ મળતા આવે વિષમપદમાં પણ અર્ધસમની પેઠે પ્રાસ મળે છે.

જેટલામી માત્રા ઉપર તાળ કહ્યો હોય તે માત્રા અને તે
મળીને ગુરુ થાય તો તાળ તૂટે નહિ; જેમકે પાંચમી માત્રા
ગ તો પાંચમી ને છઠ્ઠી મળીને ગુરુ થાય તો તાળ
માત્રાની અગાઉની માત્રા એટલે પાંચમી ને
ાળ તૂટે.

દિન એક, દુખ છેક, પઠશેજ, નડશેજ. ૭
શિદ પાપ, કર આપ, કર ભક્તિ, છે શક્તિ. ૮
જ્યાં મરિશ, શું કરિશ, કયમ તરિશ, દિલ ડરિશ. ૯
જઇ નરક, થઇ ગરક, વશિ રહિશ, કયાં કહિશ. ૧૦
કર આજ, શુભ કાજ, ઉગરિશ, ભવ તરિશ. ૧૧
ઉર ધાર, આ વાર, કહે સત્ય, દલપત્ત. ૧૨

---

## ૨. વામ છંદ–માત્રા ૬, તાળી ૨.

છકળ કરણુ, ચરણુ ચરણુ, સરસ નામ, છંદ વામ. ૧૩
એક ચાર, જ્યાં ઉચાર, ત્યાંથી તાળ, તું ન ટાળ. ૧૪
ત્રણુ ૭ ઠાર, ગુરૂ ન ધાર, એ વિચાર, ઉર ઉતાર. ૧૫
વળિ વિચાર, કર ગમાર, રંક રાય, કાળ ખાય. ૧૬
તું કુપાત્ર, કોણુ માત્ર, ગર્વ છોડ, વિનય જેડ. ૧૭
ન કર ક્રોધ, તજ વિરોધ, અકળ દેવ, એક સેવ. ૧૮
અવર જૂઠ, છોડ મૂઢ, સત્ય વાત, સમજ ભ્રાત. ૧૯

---

## ૩. કંતા છંદ–માત્રા ૭, તાળી ૨.

મુનિ કળવંત, ગુરુ લઘુ અંત, કંતા છંદ, છે સુખકંદ. ૨૦
પૃથ્વી પાંચ, જ્યાં કળ વાંચ, ત્યાં ધર તાળ, ભણિ સંભાળ. ૨૧
સુણુરે મૂઢ, શિક્ષા ગૂઢ, દિલમાં દ્વેષ, ધઇશ ન લેશ. ૨૨
સગા સમાન, સઉને માન, દયા અપાર, દિલમાં ધાર. ૨૩
વારંવાર, કર ઉપકાર, પરહર પાપ, થા શુદ્ધ આપ. ૨૪
દિલથી દેવ, તો તતખેવ, તજશે રીસ, શ્રીજગદીશ. ૨૫

---

## ૪. મધુભાર છંદ–માત્રા ૮, તાળી ૨.

કળ આઠ આણુ, મધુભાર જાણુ, ગુરૂ અંત હોય, સંશય ન કોય. ૨૬
શ્રીજી છઠીજ, માત્રા કહીજ, ત્યાં તાળ દીજ[1], લઘુ પંચમીજ. ૨૭

---

[1]. દીજે.

સાંભળ સુજાણુ, આળસ ન આણુ, ઉદ્યમ વિશેષ, આદર હમેશ. ૨૮
ટળશેજ દુ:ખ, મળશેજ સુખ, ફળશે ઉદ્યોગ, બળશે કુરોગ. ૨૯

---

## ૫. દીપક છંદ–માત્રા ૧૦, તાળ ૨.

દશ માત્રિકા દેખ, ગુરુ અંત ગણિ લેખ;
**દીપક** નકી નામ, છે છંદ સુખધામ. ૩૦
ત્રીજી અને આઠ, ત્યાં તાળનો ઠાઠ;
પણ પાંચમી માત્ર, તે લઘુતણું પાત્ર. ૩૧
જે હિંદુનો દેશ, બહુ સર્વથી બેશ;
છે ભલભલા ભાગ, [1]બળવંતનો બાગ. ૩૨
ઉપમા ઘટે એહ, દિલ ન કર સંદેહ;
જળ સીંચિયે જોય, ફળ ફુલ બહુ હોય. ૩૩
પણ પદમણી કોય, વ્યંડળ વરી હોય;
પ્રસવે ન સંતાન, છે એજ અનુમાન. ૩૪
અણઉદ્યમી નાથ, પડિ પૃથ્વી તે હાથ;
અતિ મેઘ અનુકૂળ, પણ ધૂળની ધૂળ. ૩૫

---

## ૬. આભીર છંદ–માત્રા ૧૧, તાળ ૩.

પદ માત્રા અગિયાર, **આભિર** છંદ વિચાર.
છેવટ ગુરુ સંભાળ, ભૂશર ભક્તી તાળ, ૩૬
ઉદ્યમ દિસે અનેક, અતિ ઉત્તમ તો એક;
ખેતી સૌને માથ, પડિ પશુજનને હાથ. ૩૭
વિદ્યા વિના સદાય, નરશ્રમ નિષ્ફળ જાય;
રે લાવો આ વાર, વિલાયતી હથિયાર. ૩૮
વાવે કરી વિચાર, પાકે જેમ અપાર;

---

૧. સર્વ શક્તિમાન પરમેશ્વર.

જેથી જીવે ગામ, નહિ મૂરખનું કામ. ૩૯
વડિ અક્કલની વાત, એતી છે પ્રખ્યાત;
વાંચો પુસ્તક માંહિ, વળતી બોલો આંહિ. ૪૦

---

### ૭ તુરગ છંદ–માત્રા ૧૨, તાળ ૩.

જુગજુગ જુગ કળ ધરિયે, જગણુ ન જતિમાં કરિયે;
પ્રતિ જતિ પ્રથમજ તાળે, તે વૃત **તુરગ** રૂપાળે. ૪૧
ઉદ્યમને આ ટાણે, જનમન સ્વારથ જાણે;
અધ છે અધિકું એમાં, તત્વ કશું નથિ તેમાં. ૪૨
વાતો એવી વાળા, નર મેં બહુજ નિહાળ્યા;
અંતર અધિક ઉદાસી, કામ કરે ન તપાસી. ૪૩
જાણે પાપ કરૂં છું, પ્રભુનો ચોર ઠરૂં છું;
ભવમાં પેટજ ભરવા, કર લીધી કૃષિ કરવા. ૪૪
નહિ તો તજી આ ચાળા, માંડત કરમાં માળા;
એવો વ્હેમે નઠારો, ન થયો તેથિ સુધારો. ૪૫

---

### ૮. જળતરણ છંદ–માત્રા ૧૩, તાળ ૩.

તેર કળનોજ પદબંધ, જાણુંજે **જળતરણ** છંદ;
પાંચ પાંચેજ વિશ્રામ, ગુરૂ લઘૂ અંતને ઠામ. ૪૬
એક ખટ રૂદ્ર ત્યાં તાળ, જતિથકી જગણુ તો ટાળ;
છે ઘણો સરસ તે છંદ, ઉચરતાં થાય આનંદ. ૪૭
શુભ કરો કામ દિનનીશ, જેથિ રીઝેજ જગદીશ;
અધિક ઉપજાવિયે અન્ન, જેથિ જીવે ઘણા જન. ૪૮
ધાન[૨] ઉપજાવિયે થોક, લાભ બહુ લે બધા લોક;
કોટિ કલ્યાણનું કામ, ઉર વિષે સમજવું આમ. ૪૯
એકલો સ્વાર્થ નહિ એહ, ધર્મનું તત્વ ગણુ તેહ;
આદરે જે ન ઉદ્યોગ, જાણુંજે નરકના જોગ. ૫૦

પ્રૌઢ એણે કર્યું પાપ, શિર ધરે દેવનો શાપ;
ઉદ્યમે થાય ઉપકાર, ઉદ્યમી જગત–આધાર. ૫૧

---

## ૯. હાલક છંદ–માત્રા ૧૪, તાળ ૪.

જુગ જુગ જુગ કળ ગુરૂ અંતે, હાલક છંદ કહ્યો સંતે;
પ્રથમ પછી ચારે ચારે, તાળ ધરે ન જગણ ધારે. ૫૨
નારી ગુણકા જ્યાં નાચે, રૂડા નર નહિ ત્યાં રાચે;
એવિ સભાથિ રહો અળગા, વિદ્વત થઈ ન રહો વળગ્યા. ૫૩
જુથ મળે ત્યાં જે નરનાં, તે નર તેનિ બરાબરનાં;
ગુણકામાં ગુણ દુષ્ટ રહે, તનનન તાથૈ તાન લહે. ૫૪
થનગન થનગન નાચ કરે, ધીરજ ધન ને ધર્મ હરે;
જો ભાવે ભગવાન ભજો, તો તે સોબત સદ્ય તજો. ૫૫

---

## ૧૦. ઉધોર છંદ–માત્રા ૧૪, તાળ ૬.

માત્રા ચૌદનું પદ માન, ગુ લ અંતે ઉધોર પ્રમાણ;
તાળો એક ત્રણ શર આઠ, દશ ને બાર પર પણ પાડ. ૫૬
મન તું મૂર્ખ ચાળા મેલ, ખટપટ ખેલમાં છિદ્ર ખેલ;
ધર તું ધરણિધરનું ધ્યાન, મન તું મારિ શિક્ષા માન. ૫૭
ઘડવા મેલ અઘટિત ઘાટ, વિચર સદૈવ સારી વાટ;
ગુણ જગદીશના કર ગાન, મન તું મારિ શિક્ષા માન. ૫૮
ભટક્યો ભવ વિષે બહુ ભાત, લંપટ ખાધિ તેં ઘણી લાત;
ફરિને કરિશ નહિ તોફાન, મન તું મારિ શિક્ષા માન. ૫૯
લાખો તેં કિધા અભિલાખ, રહિ તુજ હાથમાં તો રાખ;
કહું તે કથન ધરને કાન, મન તું મારિ શિક્ષા માન. ૬૦
સજ તું સૃષ્ટિપતિથી સ્નેહ, તજ તું તર્ક જુલમી જેહ;
ભજ તું ભાવથી ભગવાન, મન તું મારિ શિક્ષા માન. ૬૧

અગણિત કર ભલે ઉપાય, ધાર્યું ધરણીધરનું થાય;
ગુણિયલ થઈ સમજ શુભ જ્ઞાન, મન તું મારી શિક્ષા માન. ૬૨
વીત્યાં વર્ષ લેખિ વિસાર, વિતતાં કંઈ ન લાગી વાર;
અવસર આવશે અવસાન, મન તું મારિ શિક્ષા માન. ૬૩
ભ્રમણામાં ભમ્યો ભરપૂર, આશા અધિક આણી ઉર;
ન સર્યો અર્થ વ્યર્થ નિદાન, મન તું મારિ શિક્ષા માન. ૬૪
કહિ તેં મેળવ્યું ધન ક્રોડ, બનિયો [1]જગતશેઠનિ જોડ;
સાચું અંત તો સમશાન, મન તું મારિ શિક્ષા માન. ૬૫
લીધો લેશ તેં નહિ લાભ, દુખના ઊગિઆ શિર દાભ;
જો તુજને થયું બહુ જયાન, મન તું મારિ શિક્ષા માન. ૬૬
હજી તો બાજી છે તુજ હાથ, સમજી શોધ સારો સાથ;
જગપતિ સાથ જોડી તાન, મન તું મારિ શિક્ષા માન. ૬૭
મેલી માન મટ ઉન્મત્ત, શિક્ષા દે ભલી દલપત્ત;
પ્રીતે કર હરીરસપાન, મન તું મારિ શિક્ષા માન. ૬૮

---

### ૧૧. જેકરી છંદ—માત્રા ૧૫, તાળ ૪.

પ્રતિપદ માત્રા પંદર ધરી, જુગતે છંદ કરો **જેકરી**;
તાળ પ્રથમ શ્રુતિ શ્રુતિયે ધરો, અંતે લઘુ ગુરૂ અક્ષર કરો. ૬૯

---

### ૧૨. ચોપાઈ—માત્રા ૧૫, તાળ ૪.

જેકરી છંદ બરાબર જોય, અંતે ગુરુ લઘુ અક્ષર હોય;
તે તો છંદતણું આ કામ, ચતુર કહે **ચોપાઈ** નામ. ૭૦

---

### ૧૩. ચરણાકુળ છંદ—માત્રા ૧૬, તાળ ૪.

ચરણ ચરણમાં માત્રા સોળે, તાળ ધરો ચોપાઈ તોલે;
છે ગુરુ બે [2]જો છેવટ ઠામે, છંદ નકી **ચરણાકુળ** ઠામે. ૭૧

---

૧. મુર્શીદાબાદમાં છે. ૨. અંતે એક ગુરૂ હોય તોપણ નભે.

**૧૪. અલક અથવા અરિલ્લ છંદ—માત્રા ૧૬, તાળ ૪.**

ચરણાકુળ સમપદ પરિપૂરણ, છંદ **અલક** ચિત દુખહર ચૂરણ;
પ્રતિપદ અંતે બે લઘુ અક્ષર, નહિ સમજે જન જેહ નિરક્ષર. ૭૨
જેકરી ચોપાઈ ચરણાકુળ, અલક વળી એ ચારેને મુળ;
ચોપાઈ કહિયે સાધારણ, તાળ બરાબર છે તે કારણ. ૭૩
જે અભિમાન ધરે અતિ અંતર, તે નર નિંદિત થાય નિરંતર;
વિનય સહિત ઉચરે મુખ વાયક, તે સનમાન લહે સુખદાયક. ૭૪
નમિજ ઘડો પામે જળ નિર્મળ, જો ન નમે તો તે ન લહે જળ;
એમ વિચાર અપાર કરો ઉર, મિત્ર રહો અભિમાન થકી દુર. ૭૫

**૧૫. પદ્ધરી છંદ—માત્રા ૧૬, તાળ ૪.**

પ્રતિચરણ સોળ માત્રા પ્રમાણ, તે ચરણ અંત તો જગણ આણ;
ગણ ચક્ર રૂદ્ર રત્નેજ તાળ, **પદ્ધરી** છંદનો એજ ઢાળ. ૭૬
ભજ ભાવ રાખિ ભગવાન નામ, સૌ થાય સદ્ય તો સફળ કામ;
દિલ શુદ્ધ રાખિ જો થાય દાસ, પ્રભુ દૂર છે ન છે સર્વ પાસ.૭૭
તું જીવ સર્વને મિત્ર જાણ, પૂરણ પ્રકાશથી પ્રેમ આણ;
ભીતરથિ તોડ તું વૈરભાવ, તજ દ્વેષ કલેશકારી બનાવ. ૭૮

**૧૬. પ્લવંગમ છંદ—માત્રા ૨૧, તાળ ૫.**

માત્રા પ્રતિપદ એક, અને વિસ આણિયે,
એકાદશ દશ ઉપર, જરૂર જતિ જાણિયે;
એક ઉપર પછી ચતુર, ચતુર પર તાળ છે,
આદિ ગુરૂ ગુરુ અંત, **પ્લવંગમ** નામ છે. ૭૯
છત્રે થાતી છાંય, છડીધર છાજતા,
હાથી હોદામાંય, રસિક બિરાજતા;
આયુષ રિદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમાં,
એ સૂતા દિન એક, ઉછળતી આગ્યમાં. ૮૦
ભોગવતા ઉપભોગ, મહા સુખ માણતા,

જોતા જોગ્ય અજોગ્ય, જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ, ખજાને ખાણુમાં,
સુતા તાણી સોડ, મસીદ મશાણુમાં. ૮૧
ઇંદ્રપુરિ અનુસાર, નગરીઓ નોખમાં,
કોટિધ્વજ શાહુકાર, ગરજતા ગોખમાં;
સુંદરિયો ગુણસાર, મહા ગુણ મરદમાં,
કો જાણે કંઈ ઠાર, ગયાં મળી ગરદમાં. ૮૨

માટે મારા મિત્ર, વિચારો વાત રે,
પાપી મટી પવિત્ર, બનો ભલિ ભાત રે;
જીવનનું ફળ જાણિ, ભજો ભગવાન રે,
અંતર પ્રીતિ આણિ ધરો નિત ધ્યાન રે. ૮૩

---

## ૧૭. મહીદીપ છંદ-માત્રા ૨૨, તાળ ૪.

બાવિશ કળ સકળ અંત, જુગલ દીર્ઘ દીજે,
બાર કળ ઉપર વિરામ, **મહીદીપ** કીજે;
પ્રથમ ઉપર ખટ ખટ પર, તાળ સરસ તેમાં,
સુણતાં પદ સરસ દિસે, જુક્તિ સરસ જેમાં. ૮૪
ઈશ ચરણ સ્મરણ મિત્ર, સરસ રીત સાચી,
તે વિના ત્રિલોક મધ્ય, ક્રોડ વાત કાચી;
હસ્ત ચરણ કરણ નાક, તેં કૃપાળ કીધું,
નેત્ર વદન દંત આપી, જ્ઞાનદાન દીધું. ૮૫
ખાન પાન ચીજ ખૂબ, એજ આજ આપે,
ભૂખ તરશ ઠંડ તાપ, કષ્ટ સર્વ કાપે;
તે તને ઘડીક એક, એક યાદ આણે,
તું અભાગી દુષ્ટ, ઈષ્ટદેવને ન જાણે. ૮૬
જો વિચારિ જીવ, જન્મ પામિને શું પામ્યો,
ભક્તિની ન જુક્તિ જાણી, પાપ કાપ જામ્યો;

છે હજી ઉપાય થાય, તો ઘણુંજ સારૂં,
જે ઘડીક જાય ઓછું, થાય આયુ તારૂં. ૮૭

## ૧૮. હીર છંદ–માત્રા ૨૩, તાળ ૯.

ત્રેવિશ કળ, લાવિ સકળ, મિત્ર પ્રબળ, પ્રેમથી,
આદિ ઉપર, ત્રણુ ત્રણુ પર, તાળ તું ધર, નેમથી;
શાસ્ત્ર અંત, શાસ્ત્ર અંત, વિર તિવત, સાય તે,
આદિ દીર્ઘ, અંત રગણુ, હીર છંદ, હોય તે. ૮૮
વિશ્વપાળ, ખિવિશાળ, છો દયાળ, દેવ રે,
શોકહારિ, સૌથી સારિ, છે તમારિ, ટેવ રે;
જ્ઞાન અર્ક, સદ્ય હરક, દુઃખ નરકખાણિનાં,
આપ ચરણુ, તાપ ઠરણુ, પાપ હરણુ, પ્રાણિનાં. ૮૯
શુદ્ધ જ્ઞાનનું નિધાન, તું સમાન, તુંજ છે,
જે ઉગેજ, સર્વ એજ, તુંજ તેજ, પુંજ છે;
હું અજાણુ, શા પ્રમાણુ, લઉં વખાણુ, વાણિનાં,
આપ ચરણુ, તાપ ઠરણુ, પાપ હરણુ, પ્રાણિનાં. ૯૦
જાણિ દાસ, તોડિ ત્રાસ, રાખ પાસ, રીઝિને,
સાંજ પ્રાત,[૧] તો ન તાત, બોલું વાત, બીજિને;
થા સહાય, કષ્ટ જાય, રંક રાય, રાણિનાં,
આ ચરણુ, તાપ ઠરણુ, પાપ હરણુ, પ્રાણિનાં. ૯૧

## ૧૯. કાવ્ય અથવા રોળા છંદ–માત્રા ૨૪, તાળ ૬.

અર્ધ ચરણુ અગિયાર, તથા પછિ તેર કળાનું,
પ્રથમ પછી પ્રતિ ચાર, કળા પર તાળ ભલાનું;
[૨]જગણુ ન હોય જરૂર, તમામ તપાસો તાળો,
કાવ્યછંદ કરિ ઊર, તિમિર અણુસમજણુ ટાળો. ૯૨

૧. સવાર. ૨ કોઇ ઠેકાણે જગણ એકાદ આવે તો નભે,

જન્મ મરણ દુઃખ હરણ, ચરણ શ્રીહરિના સેવો,
એ પ્રભુ અભરાભરણ, તરણ તારણ છે તેવો;
કષ્ટહરણ, સુખકરણ, ધરણ ધરણી ધીમંતો,
સુખનિધિ અશરણશરણ, વરણ ઉજ્જવળ ગુણવંતો. ૯૩

## ૨૦. હરિગીત છંદ—માત્રા ૨૮, તાળ ૮.

કળ સકળ અઠ્ઠાવીશમાં, ગુરૂ અંતમાં એ રીત છે,
શણગાર કે રત્ને જતી, મનહરણ તે હરિગિત છે;
ત્રીજી ઉપર પછિ ત્રણ ચતુર પર, એમ આઠે તાળ છે,
તે તાળમાં જો જગણ તો, ન કહીશ છંદ રસાળ છે. ૯૪
તજ રે તું કપટી કપટ ઝટ, વળિ લંપટ થા શુભ લક્ષમાં,
દિન ચાર પછી ખેશિશ ચપટ, જઈ પાપકેરા પક્ષમાં;
નમી હાથ જોડી નાથને, શુભ સાથમાં સંચર સદા,
બ્રહ્માંડ નાવે બાથમાં, કરવી ન તૃષ્ણા તે કદા. ૯૫
સુણિ શ્રવણ ધારી શીખ સારી, લાભકારી લેખજે,
તો અંત તારી મોક્ષબારી, દુઃખહારી દેખજે;
તજિ જૂઠ જારી, પુરૂષ નારી, ચિત વિચારી ચાલજો,
ભય જાય ભારી થાય યારી, હીતકારી હાલ જો. ૯૬

## ૨૧. ચોપાયા છંદ—માત્રા ૨૮, તાળ ૭.

પ્રથમ અરધમાં સોળ કળ કરિ, ઉપર બારે આણો,
તાળ પ્રથમ પછિ શ્રુતિ શ્રુતિ ઉપર, જે ચોપાયા જાણો;
અંતે તો ગુરૂ અક્ષર આણી, ચરણ રચો શુભ ચારે,
બે ચરણે પણ કોઇ કહે છે, હશે સુણેલ હજારે. ૯૭
પાડોશણને આટો આપો, ઘરના ચાટે ઘંટી,
છોકરડાંતો છાશ પિયે ને, બાવો માગે બંટી;
સ્વારથિયા છે એવા સઘળા, જીવતણી નહિ જાણે,
પર્વત જેવી પરની પીડા, અંતરમાં નહિ આણે. ૯૮

### ૨૨. મરહટ્ટા છંદ—માત્રા ૨૯, તાળ ૭.

માત્રા દશ આઠે, ધર જતિ પાઠે, ઉપર કળા અગિયાર,
મરહટ્ટા નામે, કવિતા ઠામે, છંદ બનાવો સાર;
છે ગુરુ લઘુ છેલ્લો, એમજ મેલો, ખેલો લાવી ખાંત,
તજિ બે ચચ્ચારે, તાળજ ધારે, ત્યારે થાય નીરાંત. ૯૯
કુવો કે ખડિયો, જેને જડિયો, ભારે તેનાં ભાગ્ય,
તે વર્ષ સુગાળે, કે દુષ્કાળે, ભળે નહિ દુર્ભાગ્ય;
કાગળ કૂવેતર, ખાસું ખેતર, તેતર તીડ ન ખાય,
લેખણ હળ હાંકે, પૂરણ પાકે, થાકે ખાતાં ખાય. ૧૦૦

---

### ૨૩. રુચિરા છંદ—માત્રા ૩૦, તાળ ૮.

ચરણ ચરણમાં ત્રીશે માત્રા, અંતે તો ગુરુ એક કરો,
આઠે આઠે પઢતા પાઠે, વળિ થોડો વિશ્રામ ધરો;
એક ઉપર પછિ ચારે ચારે, તાળ સરસ લાવો તેમાં,
રુચિરા નામે છંદ રૂપાળો, અલ્પ નથી સંશય એમાં. ૧૦૧
બાળાપણમાં બૂઢાપણમાં, ડા'પણમાં દંડેલ થયો,
પરઉપકારી કામ ન કીધું, જોતાં જોતાં જન્મ ગયો;
સજ્જનનો તેં સંગ ન કીધો, રોઝ રખડતો રોજ રહ્યો,
અંધો થઇને ધંધે ધાયો, વેઠ ઉપાડી ભાર વહ્યો. ૧૦૨

---

### ૨૪. સવૈયા છંદ—માત્રા ૩૧–૩૨, તાળ ૮.

સજ્જન કવિ જો કરો સવૈયા, હૈયામાં ધરિ હેત અનંત,
માત્રા એકત્રીશ ચરણમાં, સોળે તો વિશ્રામ વસંત;
બત્રીશા પણ બીજિ તરેના, રુચિરા તુલ્યે તાળ રહંત,
એકત્રીશે અંત ગુરુ લઘુ, બત્રીશામાં બે ગુરુ અંત. ૧૦૩
તેજ ભણ્યો નર તેજ ગણ્યો જે, સદ્‌ગુણ શિખી તજે તોફાન,
ભણતર ગણતર પાર ગયો પણ, જો ન થયો જે નર ગુણવાન;
મૂરખ જેવો મૂરખ તે પણ, ના સમજો સુધરેલ સમાન,

ચોપટ વેણુ વિચિત્ર પઢે પણ, દે નહિ માનવિ કન્યાદાન. ૧૦૪
જો સંસાર સુખે સુધરે તો, જોગિ બની જાયે કુણ બાબૂ,
તીર્થ પિતા માતા તજિ કોણુ *ચડે, ગિરનાર સિધાચળ આબૂ;
જો મન શુદ્ધ, પઢો ન પઢો પછિ, વેદપુરાણ કુરના કિતાબૂ,
પાણિ થકી જો શુદ્ધ થયું પટ, શા માટે ઘસિય લઈ સાબૂ. ૧૦૫

---

## ૨૫. લીલાવતી છંદ–માત્રા ૩૨, તાળ ૮.

માત્રા બત્રીશે ચરણુ ચરણુમાં, અંતે તો ગુરુ બે આણો,
**લીલાવતિ** નામે છંદ બનાવો, જતિ દશ આઠ ઉપર જાણો;
ત્રિજિ કળપર તાળ પછી શ્રુતિશ્રુતિપર, તેજ રિતે સ્વરગતિ તાણો,
આલોક વિષે પરલોક વિષે, પ્રભુપદ ભજિ પૂરણ સુખ માણો. ૧૦૬
મિથ્યા અભિમાની માનવિને મન, માન વસે સૌથી મોટું,
વિદ્વાનપણું પણ જેમ વધે, અભિમાન જશે ખસતું ખોટું;
દુરથી તો ડુંગર દીસે દિલમાં, છેકજ વાદળું છે છોટું,
પણ પાસે જઇને જે જન જોશે, ચિત્ત તેમાં રહેશે ચોંટયું. ૧૦૭

---

## ૨૬. ત્રિભંગી છંદ–માત્રા ૩૨, તાળ ૮.

માત્રા દશ આણો, આઠ પ્રમાણો, વળિ જાણો રસ દીજે,
અંતે ગુરુ આવે, સરસ સુહાવે, ભણતાં ભાવે ત્યમ કીજે;
લીલાવતી જેવા, તાળજ દેવા, **ત્રિભંગી** દેવા છંદ કરો,
જતિપર અનુપ્રાસા, ધરિયે ખાસા, સરસ તમાસા શોધિ ધરો. ૧૦૮

---

## પ્રભુસ્તુતિ.

( દોહરો. )

જય જય અડગ જગતપતી, જય સુખનિધિ સાક્ષાત;
જય જય જન જનની જનક, જય જય પ્રભુ પ્રખ્યાત. ૧૦૯

---

* આવા પ્રસંગે જ્યાં અર્ધ જતિ હોય ત્યાં તે પૂરેપૂરી ન સચવાય તોપણ જતિભંગ ગણાતો નથી.

( ત્રિભંગી છંદ. )

જય પ્રભુ પ્રખ્યાતા, પડપંકાતા, સુગુણિ ગણાતા, ગુણ જ્ઞાતા,
તું ભગિની ભ્રાતા, દિલ અવદાતા, શુભ શોભીતા સાક્ષાતા;
જય વિશ્વવિધાતા, અલખ લખાતા, મુક્ત મનાતા, મુદમાતા,[1]
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૦

જય પૂર્ણ પ્રકાશી, વિશ્વવિલાસી, અખિલ નિવાસી, [2]આકાશી,
જય અચળ ઉજાસી, વિપત વિનાશી, છત નિજ દાસી, છે ખાસી;
ઋષિ સહસ્ર અઠયાસી, સિધ ચોરાશી, તત્વ તપાસી, ચિત ચહાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૧

જય જય જગસ્વામી, સદ્‌ગુણગામી, નિર્મળનામી, નહિ ખામી,
જય અંતરજામી, અચળ અકામી, શુભ વિશ્રામી, સુખધામી;
પ્રભુ તુજ પદ પામી, થાય પ્રણામી, જે ન હરામી, જન થાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૨

જય સર્વાધારા, સુખ કરનારા, પ્રીતમ પ્યારા, પ્રભુ મારા,
સઘળા ગુણ તારા, સૌથી સારા, અન્ય નઠારા, ખુબ ખારા;
તુજ મતથી ન્યારા, જે નર દારા, ભયના ભારા, ભરિ જાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૩

તું સમર્થ તરવા, તારણ કરવા, અમરણ ભરતા, ભય હરવા,
દુષ્કર આદરવા, ધરણી ધરવા, ગુણ વાવરવા, [3]ગુણ ગરવા;
ચહું કીર્ત્તિ ઉચરવા, ઠિક થઈ ઠરવા, યશ વિસ્તરવા, વિખ્યાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૪

મન તુજને મળવા, તનદુખ ટળવા, [4]અકળિત કળવા, રસ ગળવા,
અંતે [5]અવિચળવા, પાપ પ્રજળવા, દહાડો રળવા, દુઃખ ટળવા;

---

૧. આનંદમાં મગ્ન. ૨. સ્વર્ગીય. ૩. હે ઉત્તમ ગુણવાળા પ્રભુ.
૪. તું જે અકળ છે તેનું સ્વરૂપ ધ્યાનમાં લેવા, ન કળી શકાય એવી વસ્તુ કળી લેવા. ૫. અચળ થવા.

શુભ કૃત ફૂળ ફળવા, બંધન બળવા, હિત સાંભળવા, હે ભ્રાતા !
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૫

[1]હૃદયે મુજ રસિયા, વાસોવસિયા, ક્ષણું ન ખસિયા, જયમ [2]કશિયા,
હેતેથી હસિયા, ઠિક ઠસિયા, [3]બોલે ફસિયા, બહુ જશિયા[4] !
વળિ સરસ વિલસિયા, ધીમે ધસિયા, રતી ન ચશિયા, રસરાતા[5],
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧૧૬

જય જય અસુરારી, કરૂણાકારી, બળિયા તારી, બલિહારી,
સૃષ્ટિ સંહારી, તેં વિસ્તારી, તેંજ ઉગારી, નરનારી;
જેવી મતિ મારી, સ્તુતિ ઉચ્ચારી, લે દિલ ધારી, જગદાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા, સુખદાતા. ૧ ૧૭

સ્તુતિ કરિ તુજ નામે, કરુણા કામે, ઉર ધરિ આ મેં, આ ઠામે,
રહિ ધીરજ ધામે, જે જન પામે, ભુલે ન ભામે, ભય વામે;
શુભ છંદ રચ્યા મેં, દલપતરામે, પછી કર્યા મેં, પ્રસરાતા,
જય જય જગત્રાતા, તું પિતુમાતા, દે સુખશાતા સુખદાતા. ૧૧૮

( દોહરો. )

સુખદાતા અશરણ શરણ, હરકત હરણ હરેક;
શુભ કરજે જન સર્વનું, અરજ સુણી આ એક. ૧૧૯

---

## ૨૭. પદ્માવતી છંદ—માત્રા ૩૨, તાળ ૮.

દશ આઠે ખાસા, ધરી અનુપ્રાસા, ઉપર કળા ચૌદે આવે,
પદ્માવતિ નામે, છંદ સુકામે, ગુણવંતા કવિજન ગાવે;

---

૧. આ છંદમાં ધ્યાન–હૃદયમાં સ્ફુરતા અંતર્યામી પરમાત્માની સ્તુતિ છે. ૨. પ્રેમથી કસેલા, બાંધેલા. ૩. ઈશ્વરનું વચન છે કે જે મને ભજશે તેના હૃદયમાં હું રહીશ, એ વચનથી બંધાયલા. ૪, હે બહુ જશવાળા પરમેશ્વર. ૫. પ્રેમરસથી રંગાયલા.

લીલાવતિ જેવા, તાળ જ લેવા, કોમળ પદ રચશે કવિતા,
ઉજળો જશ જામે, સઘળે ઠામે, તે શોભે જેવો સવિતા. ૧૨૦
જગમાં ઘણું જીવો, કુળનો દીવો, જે પ્રતિદિન ઉપકાર કરે,
સૌનું સુખ શોધે, જ્ઞાન પ્રબોધે, દીન જનોનાં દરદ હરે;
તન ધનથી તેવો, ઉદ્યમ લેવો, એવો તો અભ્યાસ રહે,
પ્રભુનો તે પ્યારો, મિત્ર અમારો, સારો સારો સર્વ કહે. ૧૨૧

---

## ૨૮. દુમિલા છંદ—માત્રા ૩૨, તાળ ૮.

બધિયે મળિ માત્રા બત્રિશ છે, પણ એક ગુરુ અંતે ધરિયે,
વિશ્રામ કરી કળ સોળ કને **દુમિલા** એવી વિધ આદરિયે;
દુમિલા [૧]ગણમેળથકી મળતો, કળતો તે તુલ્ય ગણી કરિયે,
તજિ બે પછિ તાળ તમામ તમે, ગણિ આઠ ધરો શ્રુતિ આંતરિયે. ૧૨૨
ચિત ચોરિ રહે બહુ ચંચળ થઈ, ઘી ગોળ ઘડા ફોડે ઘરમાં,
નિજ પેટ ભરે ચડી ઠેઠ સુધી, જમવા જે કાંઇ મળે કરમાં;
કદિ માત પિતા સુત સુંદરિને, પૂછે ન સુખી દુખમાં ડરમાં,
જો આદમિ એ આચરણ ધરે, તો ફેર કશો નર વાનરમાં? ૧૨૩

---

## ૨૯. ઝૂલણા છંદ—માત્રા ૩૭, તાળ ૮.

કર કળા સર્વ તો સાડત્રીશે મળી,
દશ દશે શુદ્ધ વિશ્રામ આણી;
અંત ગુરુ એક તો અચળ કરિ આણવો,
**ઝૂલણા** છંદની જાત જાણી;
એક ઉપર પછી પાંચ પાંચે વળી,
તાળ સંભાળિયે વિમળ વાણી;
તાળમાં ત્રીજિ માત્રા લઘૂ લાવિયે,
તે વિના તો થશે ધૂળધાણી. ૧૨૪

---

૧. અક્ષરમેળ.

અખિલ બ્રહ્માંડના ઈશ દિન નીશ તું,
  ઉર વિષે આ સ્તુતિ ધર અમારી;
રિદ્ધિને સિદ્ધિ વિક્ટોરિયા રાણિને,
  અખુટ ભંડારથી આપ તારી;
સકળ સંસારમાં તેહના શત્રુના,
  સૈન્યને સદ્ય સંહારી નાંખો;
પ્રાણિને પ્રાણદાતાર કરતાર જગ,
  રાણિ વિક્ટોરિયા અમર રાખો. ૧૨૫

---

### ૩૦. મદનગ્રહા છંદ—માત્રા ૪૦, તાળ ૧૦.

કરિ સકળ કળા ગણિ, ચાળિશ ચરણે,
  [1]દશ વસુ રત્ને વિરતિ કરો, ગુરુ અંત ધરો;
જુગતી કરિ કવિજન, જગણ ન જતિયે,
  **મદનગ્રહા** મનરંજન ખરો, રચિ હૃદય ઠરો,
તજિ બે શ્રુતિ શ્રુતિ પર તાળ ધરો પ્રભુ,
  વરણવતા દલ કેમ ડરો, ભવ તુરત તરો;
વળિ ઉદ્યમના પણ, થઇ ઉપદેશક,
  ક્લેશ વિશેષ હમેશ હરો, ફિકરે ન ફરો. ૧૨૬

ધિક રે રતનાકરની દીકરી,
  સ્થિરતાઈ ડહાપણ દૂર ધરી ફરતીજ ફરી;
વળિ પંડિતને ગણિ શત્રુ અખંડિત,
  મૂર્ખ અપંડિત મિત્ર કરી, તે ઠામ ઠરી;
નહિ હું ફરતિ નહિ પંડિત પણ રિપુ,
  મૂરખ મિત્ર કરી ન વરી, ખાતેજ ખરી;
પણ પંડિત તો પોસાય, પછી શું,
  ખાય અપંડિત પેટ ભરી, તે દેખી ડરી. ૧૨૭

---

૧. દશે અને આઠે અર્ધ યતિ સમજવી.

# અર્ધસમ પદ તથા વિષમ પદ છંદ.

## ૩૧. દોહરા છંદ—માત્રા ૪૮, તાળ ૧૨.

પહેલે ત્રીજે તેર કળ, અવરપદે અગિયાર;
ભૂ ભૂતે ને ભક્તિયે, તાળ નકી નિરધાર. ૧૨૮
કર લઘુ કળ અગિયારમી, જગણ ન તાળ હરેક;
તાળ પ્રથમ કે બીજીમાં, નિભે જગણ કદિ એક. ૧૨૯
બુદ્ધિ પ્રબળ બળ અકળ તન, જગ ફળ ભૂતળદત્ત;
ચપળ સકળ એ અચળ નહિ, દળવાદળ દલપત્ત. ૧૩૦

## ૩૨. સોરઠા—માત્રા ૪૮, તાળ ૧૨.

પ્રથમ ત્રિજે અગિયાર, ચાર બિજે તો તેર કળ;
પદ દોહરા પ્રકાર, સાર ધાર તે **સોરઠા.**
પરમ ધરમ પ્રતિપાળ, સુજન સુકર્મ સદા કરે;
ભરમ તજી સંભાળ, ધર્મતણી મનમાં ધરે. ૧૩૨

## ૩૩. ગાથા અથવા આર્યા છંદ—માત્રા ૫૭, તાળ ૧૫.

સાત ચતુષ્કળ ને ગુરૂ, વિષમ ચતુષ્કળ વિષે ન જગણ ધરો;
છઠ્ઠું જગણ, ન લઘુવા, બાર કળાએ વિરામ કરો. ૧૩૩
પૂર્વારધ એ વિધ છે, અવર અરધમાં વિશેષ શું કહિયે;
છેક ચતુષ્કળ છઠ્ઠું, ત્યાં કેવળ એક લઘુ લહિયે. ૧૩૪
પ્રથમ પછી ચચ્ચારે, તાળ ભલા પ્રથમ અર્ધમાં દીસે;
પછી શશિ શર નવ તેરે, સત્તર બાવીશ છવ્વીશે. ૧૩૫
દુખહર દીનદયાળા, ધર્માળા પ્રભુ, સદા સુકર્માળા;
ગુણવાળા ગોપાળા[1], સ્મરણ કરૂં શોભાળા. ૧૩૬
તું માતા તું ભ્રાતા, તું ધાતા તું તથા જગત્રાતા;
તું સુખશાતા દાતા, પ્રણમું પ્રભુ પૂર્ણ પ્રખ્યાતા. ૧૩૭

---

૧, ગો એટલે પૃથ્વી અથવા વાણીના પાળક.

હોંશીનાં મન હરવા, અભિલાષા ધરિ સુકાવ્ય આદરવા;
અભિમત પાર ઉતરવા, સંભારું સહાયતા કરવા. ૧૩૮

---

## ૩૪. ગીતિ છંદ–માત્રા ૬૦, તાળ ૧૬.

ગાથા પૂર્વારધ સમ, એજ મુજબ ઉત્તરાર્ધ પણ આણો;
ગુણિજન ગણજો **ગીતિ**, જરુર તફાવત જરા નહીં જાણો. ૧૩૯
રાય કહે રે કવિજન! સરસ કયું પુર સઉથિ ગુજરાતે?
સરસ કયા નર નિપન્યા, આજ અને વળી અગાઉ ગુજર્યાં તે? ૧૪૦
ગુર્જર દેશ વિષે તો, રાજનગર જ ગણિજે સરસ સઉથી;
સરસ નરસ કહું કોને! રાજન! ગરજ ગણિજે સરસ સઉથી. ૧૪૧

---

## ૩૫. ઉપગીતિ છંદ–માત્રા ૫૪, તાળ ૧૪.

આર્યા ઉત્તરારધ સમ, પૂર્વારધ પ્રેમથી કરિયે;
એ કવિતા **ઉપગીતિ**, અદ્‌ભુત જુક્તિથી આદરિયે. ૧૪૨

---

## ૩૬. ઉદ્‌ગીતિ છંદ–માત્રા ૫૭, તાળ ૧૫.

ઉત્તરારધ આર્યાનું, પૂર્વારધ જો ગણો પ્રાંતે;
પૂર્વારધ સમ પછિનું, તે **ઉદ્‌ગીતિ** રચો રસિક રીતે. ૧૪૩

---

## ૩૭. કુંડળિયા છંદ–માત્રા ૧૪૪.

**કુંડળિયો** કરતાં કરો, આદિ દોહરો એક,
વળતી ચોથા ચરણને, ઉલટાવો ધરિ ટેક;
ઉલટાવો ધરિ ટેક, *કાવ્યનાં ચાર ચરણ સમ,
ચરણ રચો શુભ ચાર, છ પદ થાશે સઘળાં ત્યમ;

---

* અહીં તથા બીજા કેટલાક છંદમાં સારા કવિની કવિતામાં તાળની માફક પૂર્વની માત્રા સાથે ભળેલી કોઈ વખત જોવામાં આવે છે; પણ કવિતા લંગડી ન બન્યાથી દોષ ગણાતો નથી.

પ્રથમ ચરણનો પ્રથમ શબ્દ છેવટ જો ભળિયો;
છે તે રૂડો છંદ, કહું કવિજન કુંડળિયો. ૧૪૪

નહિ ડોલે જો નાગ તો, નહિ વંશીનો નાદ,
જંગમ જન થિર થાય નહિ, સુણિ કવિતાનો સાદ;
સુણિ કવિતાનો સાદ, મરદ માદા નહિ ડોલે,
નહિ કવિતા તે ઠામ, બરાબર બકરો બોલે;
કહે કવિ દલપતરામ, નામ ધિક ખોટું ખોલે,
ધિક *વંશી વાનાર નાગ, સુણી જો નહિ ડોલે. ૧૪૫

કંઠ હલાવે કોથળો, કણ ભરતાં જે કાળ,
જન મનમાં જાણી લહે, પહોંચ્યા કણ પેટાળ;
પહોંચ્યા કણ પેટાળ, કવિતા તો ત્યારે કહિયે,
શ્રોતા જનનાં શીશ, ડોલતાં દેખી લહિયે;
કહે કવિ દલપતરામ, નામ કવિ કાવ્ય બનાવે,
હજાર શ્રોતા હોય, કોય નહિ કંઠ હલાવે. ૧૪૬

સરસ કવિની કાવ્ય સુણિ, હરખિ હલાવે કોટ,
નરસ કવિની કાવ્યમાં, ઉંઘ ચલાવે ચોટ;
ઉંઘ ચલાવે ચોટ, કોટ જનની કંપાવે,
જેથી જગમાં લાજ, નરસ કવિની નહિ જાવે;
કહે કવિ દલપતરામ, નથી તે વાત નવીની,
નાવે નિદ્રા, નામ, કાવ્ય સુણી સરસ કવિની. ૧૪૭

---

## ૩૮. છપય છંદ–માત્રા ૧૫૨.

**છપય** છંદ કરનાર, પ્રથમનાં ચાર ચરણમાં,
કળા કરો અગિયાર, અને વળી તેર વરણમાં;
પંચમ પદ પણ તેર, આદિ કળ ઉભય વધારો,
તે ઉપર પણ તેર, છઠું પણ એમ સુધારો;

* **વાંસળી** વગાડનાર.

કળ પ્રથમ ઉપર ચચ્ચાર પર, તાળ ચાર પદ આણુજો,
પછિમાં બે કળ ને બેવડું, દુહા પ્રથમ પદ જાણુજો. ૧૪૮

જય જય અશરણુ શરણુ, કરણુ જગ હરણુ સકળ દુખ,
તું પ્રભુ અભરાભરણુ, તરણુ તારણુ કારણુ સુખ;
ફરણુ તું અજરામણુ, ઠરણુ જન ઠામ ચરણુ તુજ,
તુજ મુખમાં અમિ ઝરણુ, ચરણુ ઉજ્વળ ભાસે મુજ;
ગુણુ અધિક તેજ તારું અકળ, કળા કારણુ કરણુ,
દે પંથ ગ્રંથ ગ્રંથન કરણુ, જય જય જય ધરણીધરણુ. ૧૪૯

---

## ૩૯. ચંદ્રાવળા છંદ–માત્રા ૧૧૮.

*ચરણાકુળનું ચરણુ રચીને, દુહા ઉત્તર પદ દેખ,
બે ચરણો તો એમ બનાવી, પછી કુંડળિ પણુ પેખ;
પછિ કુંડળિ પણુ પેખિ વિચારો, ચારણુ ચરણ ચરણાકુળ ધારો,
મન રચ **ચંદ્રાવળા** મચીને, ચરણાકુળનું ચરણુ રચીને. ૧૫૦

સોરઠ દેશતણે સીમાડે, વડું શહેર વઢવાણુ,
રાજસિંહજી રાજ કરે છે, મહિપતિ તે મકવાણુ;
મહિપતિ તે મકવાણુવંશી, ચંદ્રસિંહસુત સૂરજ અંશી,
વાસ કવિનો નાગરવાડે, સોરઠ દેશતણે સીમાડે. ૧૫૧

ભાગોળે નદિ ભોગવતી છે, તેને દક્ષિણ તીર,
જૈન ધરમના જ્યાં મહાજોગી, વિચર્યા શ્રીમહાવીર;
વિચર્યા શ્રીમહાવીર વખાણી, સતિ થઈ રાણકદેવડિ રાણી,
જ્યાં જુગતી બહુ જોગવતી છે, ભાગોળે નદી ભોગવતી છે. ૧૫૨

પાટણપુરથી પ્રથમ વસેલું, વલ્લભીપુરની વાર,
રા ખેંગાર જિરણગઢ રાજા, એનો ત્યાં અધિકાર;

---

* ચરણાકુળના ચરણને ઠેકાણે અંતે એક ગુરૂવાળું કે બે લઘુવાળું સોળ માત્રાનું ચરણુ પણ મળે.

એનો ત્યાં અધિકાર બિરાજે, રાઉ કરી લીધું સિધરાજે,
તેણે કિલ્લાવાળું કરેલું, પાટણપુરથી પ્રથમ વસેલું. ૧૫૩

વળતી રાય કરણ વાઘેલે, પાટણને પૃથિવીશ,
મકવાણા હરપાળને દીધાં, બહુ ગામો બક્ષીસ;
બહુ ગામો બક્ષીસ જ આપી, પ્રથમ ગાદી પાટડિયે થાપી,
ભલું વઢવાણ દિધું તે ભેળે, વળતી રાય કરણ વાઘેલે. ૧૫૪

માધાવાવ મનોહર મોટી, પુરમાં પશ્ચિમ પાસ,
જન પરદેશી આવે જોવા, પ્રસિદ્ધ નામ પ્રકાશ;
પ્રસિદ્ધ નામ પ્રકાશપણે છે, ગણતીમાં જન જૂનિ ગણે છે,
છે વાવો બીજી પણ છોટી, માધાવાવ મનોહર મોટી. ૧૫૫

કુળદીપક દુલ્લભજી કેરો, નારદ જેનું નામ,
કારભાર શ્રીકાર કરે છે, ગુણિયલ કીધું ગામ;
ગુણિયલ કીધું ગામ સુધારી, વસ્તી વળી વિશેષ વધારી,
ઘાટ રચાવે સરસ ઘણેરો, કુળદીપક દુલ્લભજી કેરો. ૧૫૬

સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી, ઠીક વસે તે ઠામ,
જન્મ થકી વસિયો નિજ જાતે, ત્યાં દ્વિજ દલપતરામ;
ત્યાં દ્વિજ દલપતરામ સુમારે, વર્ષ વીશ વળિ આઠ વધારે,
એટલી ઉમર એ સ્થળ ગાળી, સામવેદિ બ્રાહ્મણ શ્રીમાળી. ૧૫૭

## પ્રકરણ ૩.

### અક્ષરમેળ છંદો.[1]

(દોહરા.)

દર પ્રબંધ પદ પ્રથમમાં, માપ બતાવા કામ;
મ,ય,ર,સ,ત,જ,ભ,ન,લ,ગ, લખિશ, ગણ લઘુ ગુરુને ઠામ. ૧

---

૧. અક્ષરમેળ છંદોમાં પહેલા ચરણમાં તાળ બતાવવાને આવી । નિશાની મૂકી છે તે પ્રમાણે બીજાં ચરણોમાં પણ સમજવું.

હરેક સ્વરમાં હોય પણ, એ દશમાંના દેખ;
અવર વરણુનો આંતરો, લખેલ સૂધી લેખ. ૨
લખું શકાર ળકાળ પણ, સમજો તે સલકાર;
માપ કથન મતલબ મળે, એમ કરિશ ઉચ્ચાર. ૩

---

**૧ શ્રી છંદ–અક્ષર ૧.**

ગી, શ્રી; છે; તે.[1]

**૨ કામા અથવા સ્ત્રી છંદ–અ૦ ૨.**

ગંગા, સંગા, **કામા**, નામા. ૫

**૩ મંદર છંદ–અ૦ ૩.**

ભૂ પર, તું કર; **મંદર**, સુંદર. ૬

**૪ મધુ છંદ–અ૦ ૪.**

(પ્રભુ શું શું કરે છે.)

નગ ધરે, [2]**મધુ** કરે; ભય હરે, સુખ ભરે. ૭

**૫ વાર અથવા વારિ છંદ–અ૦ ૪.**

રે લવારિ **વાર** તારિ; શીખ સારિ, ઊર ધારિ. ૮

**૬ સમુહી છંદ–અ૦ ૪.**

ભાળ અહીં, જ્યાં **સમુહી**; શત્રુ નકી, ત્યાંજ થકી. ૯

**૭ હંસા છંદ–અ૦ ૫.**

ભંગ ગણાશે, તે પય પાશે; લે પય અંશા, હોય **સુહંસા**. ૧૦

---

૧. સરસ્વતી ( ગી ) તેજ લક્ષ્મી ( શ્રી ) છે; અર્થાત્ વિદ્યા એજ ધન છે. ૨. મીઠાશ.

**૮ વિલાસ છંદ—અ૦ ૫.**

જુગે ગવાશે, **વિલાસ** થાશે; ભલી કવીતા, સદા સવીતા. ૧૧

**૯ પ્રિયા છંદ—અ૦ ૫.**

સળગી ઉઠે, **પ્રીયથી** રૂઠે; મુરખી અતી, નહિ તે સતી. ૧૨

**૧૦ હારી છંદ—અ૦ ૫.**

તે[1] ગંગધારી, છે દુઃખ **હારી;** જે જ્ઞાન આપે, અજ્ઞાન કાપે. ૧૩

**૧૧ સંમોહા છંદ—અ૦ ૫.**

માં ગંગા ખાસી, **સંમોહા** ભાસી; આશાએ જોને, પાળે પુત્રોને. ૧૪

**૧૨ ચતુરંશા અથવા શશિવદના છંદ—અ૦ ૬.**

નયધર વંશા, શુભ[2] **ચતુરંશા,** પ્રભુપદ પામે, જશ બહુ જામે. ૧૫

**૧૩ શેષા છંદ—અ૦ ૬.**

માં મોટી રિદ્ધી છે, **શેષા** વસ્તુ શી છે; જે માતાની જેવી, આપે શાંતી એવી.

**૧૪ વિમોહા છંદ—અ૦ ૬.**

રે રખે તું મતી ત્યાં **વિમોહા** થતી; પ્રૌઢ જ્યાં પાપ છે, સર્વ સંતાપ છે.

**૧૫ સોમરાજી અથવા શંખનારી છંદ—અ૦ ૬.**

યચે ધાર ચિત્તે યશસ્વી હરી તે; કૃતિ જેની તાજી, રવિ **સોમરાજી.**

**૧૬ તિલકા છંદ—અ૦ ૬.**

સુશિખા ધરતા, **તિલકે** કરતા, પણ કાળ થકી, ઉગર્યા નકી. ૧૯

---

૧. પરમેશ્વર સર્વનો આધાર છે તેથી તેમને ગંગાના ધારણ કરનાર કહ્યા છે. ૨. ચારે અંશે અર્થાત પૂરેપૂરા, બધી વાતે સારા.

### ૧૭ માલતી છંદ—અ૦ ૬.

જજો પિયુ બાગ, ફુલે ઋતુ ફાગ; **સુમાલતિ** ફૂલ, ગ્રહો દઈ મૂલ. ૨૦

---

### ૧૮ સમાનિકા છંદ—૭.

રોજ ગંધદાનિકા, જો સતી **સમાનિકા;**
ટાળિ નાંખિ તાપને, દે સુગંધ આપને. ૨૧

### ૧૯ કલિપાત છંદ—અ૦ ૭.

ભા ભગવાન ભજો, તો **કલિપાત** તજો;
શાંતિ સદૈવ ધરો, આ ભવસિંધુ તરો. ૨૨

### ૨૦ કુમારલલિતા છંદ—અ૦ ૭.

જશે ગણિતતા જો, **કુમારલલિતા** તો;
ભલે ભલું ભણ્યો તું, તથાપિ ન ગણ્યો તું. ૨૩

### ૨૧ મદલેખા છંદ—અ૦ ૭.

મોઅંગે કરિ રેખા, તે નારી **મદલેખા;**
બીડું ચાવણહારી, શોભે વેષ સમારી. ૨૪

### ૨૨ શીર્ષા છંદ—અ૦ ૭.

મા માગું છું હું એવા, કોટી **શીર્ષા**ની સેવા;
માયા જેની છે મોટી, કૃત્યો છે મોટાં કોટી. ૨૫

### ૨૩ ચિત્રપદા છંદ—અ૦ ૮.

ભાભિ [1]ગગી ચિત ધારી, **ચિત્રપદા** શિખિ સારી;
તે કવિતા શુચિ કેવી, ઈશ રિઝે ઉર એવી. ૨૬

### ૨૪ કેતુમાળ છંદ—અ૦ ૮.

તે તો ગંગી છે ગુણાળી, કન્યાશિરે **કેતુમાળી;**
શિક્ષા શિખાવી સુધારો, તો અર્થ સારે તમારો. ૨૭

---

૧ કન્યા, છોડી.

### ૨૫ તુંગા છંદ—અ૦ ૮.

ન નગ ગણિશ તુંગા, ગણુ સદગુરુ સંગા;
રવિ શશિથકિ ઉંચે, કર ગતિ મન રૂચે. ૨૮

### ૨૬ કમળ છંદ—અ૦ ૮.

ન સળગિ ઉઠો નરો, કમળ દિલ તો કરો,
વચન ખળનાં દુખે, સહજ કરજો સુખે. ૨૯

### ૨૭ વિદ્યુન્માળા છંદ—અ૦ ૮.

મામા ગંગા કેવી મોટી, વિદ્યુન્માળાથી છે છોટી;
કીધાં દેવે એવાં કોટી, ખામૂખાં શી વાતો ખોટી? ૩૦

### ૨૮ ખંજા છંદ—અ૦ ૨૮.

મોભે ગંગા હરિ મેલે, ખંજા તેમાં નહિ ખેલે;
શાળા પાસે ઘર સાચે, વિદ્યા મૂર્ખો નહિ વાંચે.

### ૨૯ મલ્લિકા છંદ—અ૦ ૮.

રોજ ગૂલબાસ દેખ મલ્લિકાનિ માળ પેખ;
એશિને નિહાળ બાગ, લે સુગંધ પામિ લાગ. ૩૨

### ૨૦ નગસ્વરૂપિણી અથવા પ્રમાણિકા છંદ—અ૦ ૮.

જરા લગાડિ જીવડો, પ્રમાણિકાપણું ઘડો;
વધે વડાઈ વિશ્વમાં, ભલું થશે ભવિષ્યમાં. ૩૩

### ૩૧ માણવકાક્રીડિત છંદ—અ૦ ૮.

ભૂતળ ગાં પ્રીત સજી, માણવકાક્રીડિતજી;
શ્રીહરિને ચિત ધરી, કોકિલનો કંઠ કરી. ૩૪

### ૩૨ અનુષ્ટુપ અથવા શ્લોક—અ૦ ૮.

પાંચમે લઘુતા તોળો, ગુરુ છઠ્ઠો લખ્યો ગમે;
બીજે ચોથે પદે બોલો, શ્લોકમાં લઘુ સાતમે. ૩૫

### ૩૩ રત્નકરા છંદ—અ૦ ૯.

મૈં શી શી પ્રભુ ભક્તિ કરી, રૂડા **રત્નકરા** ઉચરી;
જો બીજુંજ બકાઈ જશે, તો તે શું પરિતુષ્ટ થશે ? ૩૬

### ૩૪ તોમર છંદ—અ૦ ૯.

સજિ જોડ શુદ્ધ[1] સદાય, ગુણ ઈશ **તોમર**[2] ગાય;
રસ રીતથી કવિરાય, પળમાંજ પાવન થાય. ૩૭

### ૩૫ સારંગ છંદ—અ૦ ૯.

નય સાહતે નત્ય રહે, સઉ જન **સારંગ** કહે;
ભણિભણિને ભક્તિ કરે, ભવજળ તે તુર્ત તરે. ૩૮

### ૩૬ બિંબા અથવા લલિતતિલકા છંદ—અ૦ ૯.

નિશિ યદિ શશાંક રાજે, **લલિતતિલકા** સુછાજે;
કવિજનથકીજ તેવી, સુલલિત સભા કહેવી. ૩૯

### ૩૭ મણિબંધ છંદ—અ૦ ૯.

ભીમ સદા આહાર ભરે, તે **મણિબંધે** બાંધિ ધરે;
તોપણ ભૂખ્યો તે ભમતો, રોજ રણે જૈને રમતો. ૪૦

### ૩૮ મહાલક્ષ્મી છંદ—અ૦ ૯.

રે લરા અંત તું ખ્યાત છે, તે **મહાલક્ષ્મી**નો તાત છે;
નામ તે જાણશે નાગરા, હોય જે બુદ્ધિના સાગરા. ૪૧

### ૩૯ પવિત્રા છંદ—અ૦ ૯.

મોભી સાચાં કૃત કરતા, પાળે પ્રેમે **પવિત્રતા**;
સૌની ચિંતા ચિત ધરતા, પોતે પીડા પણ હરતા. ૪૨

---

૧. સારો સોબતી. ૨. તોમર છંદથી.

**૪૦ રૂપમાળા છંદ—અ૦ ૯.**

મોમી મેં દીઠી સિંધૂબાળા,[1] રંગે રાતી ને **રૂપેમાળા;**
શોભીતી છે સૌભાગ્યે સારી, પ્રીતિવંતી તે લાગે પ્યારી. ૪૩

**૪૧ પાવક છંદ—અ૦ ૧૦.**

ભીમ ભગાવે ભોલા લડતાં, **પાવક**માં તે મેલે પડતાં;
ચંચળતા રાખીને ચડતાં, ત્રાસ ન રાખે સામો તડતાં, ૪૪

**૪૨ ચંપકમાળા છંદ—અ૦ ૧૦.**

ભીમ સગાં કીધા બળવાળા, દ્રૌપદિ તો થૈ **ચંપકમાળા;**
એય જણે શોભા બહુ લીધી, કીર્તિ બધે દેશાવર કીધી. ૪૫

**૪૩ બિંદુ છંદ—અ૦ ૧૦.**

ભાભિ મંગાવતિ તું હર્ખાઈ, કાવ્યસુધારસ **બિંદુ** બાઇ !
આ શુભ પુસ્તક લૈને વાંચો, કાવ્યસુધારસ છે તે સાચો. ૪૬

**૪૪ સંજુક્તા અથવા સંગતિકા—અ૦ ૧૦.**

સજ જોગ ઇશ્વરનો જઈ, શુભ **સંજુગતા** થઈ;
તજ પાપ તેમ ઉતાપને, જપ જુક્તિથી હરિજાપને. ૪૭

**૪૫ દોધક છંદ—અ૦ ૧૧.**

ભાભિ ભગોં ગણિતે થઇ ડાહ્યો, **દોધક** નામ નદીતટ ધાયો;
એશિ તહિજ ગણીત બનાવ્યું, દોધક મધ્ય કુટુંબ ડુબાવ્યું. ૪૮
નિર્જળ ગામ નવાણ ગળાવો, વાવ કુવા નદિ તીર તળાવો;
શોધિ જુના ફરિ સદ્ય સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો.૪૯

**૪૬ ઇંદ્રવજ્રા છંદ—અ૦ ૧૧.**

તું તેજ ગાં ગોઠવિ શબ્દ તેવા, જો **ઇંદ્રવજ્રા** વૃત શુદ્ધ જેવા;
આનંદ એ છંદ અખંડ આપે, કંકાસ ને કલેશ હમેશ કાપે. ૫૦

---

૧. લક્ષ્મી.

## ૪૭ ઉપેંદ્રવજ્રા છંદ—અ૦ ૧૧.

જતે જુગે ગાઢ જશો ગવાશે, ઉપેંદ્રવજ્રા વૃતમાં લખાશે;
સખાવતે જો કર કામ સારું, ટળે નહીં તો કદિ નામ તારું. ૫૧
સ્વતંત્ર તો ઇશ્વર એક એ છે, જુઓ જુગે આપ અજીત જે છે;
જુઓ બિજા જીવ ગરીબ જેવા, તમે અમે તેમ તમામ તેવા.

## ૪૮ ઉપજાતિ છંદ—અ૦ ૧૧.

જો ઈંદ્રવજ્રા પદ ક્યાંઇ જોવું, ઉપેંદ્રવજ્રા પદ મેળવાણું;
લખાય છે તે **ઉપજાતિ** નામે, ઠેકાણું નક્કી નહિ કોઈ ઠામે. ૫૩

## ૪૯ ચપળા છંદ—અ૦ ૧૧.

તેં ભાજિ લાગવિજ હાથ લઈ, કાં ખાધિ ખૂબ **ચપળાજ** થઇ;
તે ઠાઠમાં ન ધરિ તે ઠરવા, પસ્તાવ છોડ પછિથી કરવા. ૫૪

## ૫૦ સુમુખી છંદ—અ૦ ૧૧.

નિજ જળ ગોપસુતા લઇને, વનપથ તે **સુમુખી** જઇને,
તૃષિત જનો નિરખી દુખિયા, દઇ જળદાન કરે સુખિયા. ૫૫

## ૫૧ આહ્રી છંદ-અ૦ ૧૧.

તું તાત ગા ગા કથા કાંઇ સારી, **આહ્રી** સુનીત દિલે ધર્મ ધારી;
જે સાંભળીને સુતા લાજ પામે, ગાઇશ માં તે ગિરા કોઇ ઠામે. ૫૬

## ૫૨ અનુકૂળા છંદ—અ૦ ૧૧.

ભૂત ન ગંગાથિજ કદિ ભાગે, આ **અનુકૂળા** ઉલટિજ લાગે;
જો નહિ માનો નજર તપાસો, ત્યાં ભ્રમણાનો ભરપુર વાસો. ૫૭

## ૫૩ સ્વાગતા છંદ—અ૦ ૧૧.

રે નભાગિ ગઢનાથ જુઓછો, **સ્વાગતા** શિદ સમૃદ્ધિ ખુઓછો;
ઇશ્વરે સુકરુણા કરી આપી, કેમ વ્યર્થ ખરચો જ કદાપી. ૫૮

## ૫૪ શાલિની[1] છંદ—અ૦ ૧૧.

માતા તું ગા ગૂણ ગંગાજીના જે, શોભીતી લે **શાલીની** સૌખ્યદા છે;
સિંધૂમાંથી રત્ન તો સાંપડે છે, ખારે નીરે ગૂણ જોતાં જડે છે. ૫૯

## ૫૫ રથોદ્ધતા છંદ—અ૦ ૧૧,

રે નરો લગિ ધસે અશુદ્ધતા, તો નરોનિ ધિક છે **રથોદ્ધતા;**
શું કહું મરદ તુલ્ય તેહને, સ્ત્રી ગણે ગરદ તુલ્ય જેહને. ૬૦

## ૫૬ સેનિકા છંદ—અ૦ ૧૧.

રોજ રોળ ગાઢ ગાઢ જો, **સેનિકા** સિપાઈ નાશિ જાય જો;
વારવાર વસ્તિ વીખરાય જો, સ્થીર રાજ્ય કેમ ત્યાં થપાય જો. ૬૧

## ૫૭ લલિત છંદ—અ૦ ૧૧.

નર રળી ગણે, ખ્યાલ હું થયો, **લલિત** લક્ષણે, જ્ઞાનમાં ગયો;
જન જગતપતી, જો ન તે ભજે, ન સુખસંપતી, સ્વર્ગની સજે. ૬૨
શિશુપણું પુરૂં, ખેલમાં ખપ્યું, ન હરિનામ તેં, જીભથી જપ્યું;
જરૂર જાણજે, જોબને જશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૩
ન જગતનાથને, ભાવથી ભજ્યા, થર કુકર્મના, તે ન તેં તજ્યા;
પ્રભુ તને પછી, લેખું પૂછશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૪
ફિકર છોડિને, ફેલમાં ફર્યો, દિલ વિષે નહીં, દોષથી ડર્યો;
અણચિંતું તને, મોત આવશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૫
સરવ કાળ જૈ, જો સ્મશાનમાં, અખુટ ચે' બળે, ધાર ધ્યાનમાં;
મરણ તે તને, કેમ મૂકશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૬
જન જુવાનિયા, જે જણાય છે, નિમિષ માત્રમાં, નાશ થાય છે;
તુજતણા ગયા, હેતુ એ હશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૭
ચતુર ચેતિ તું, જો વિચાર રે, જગત સર્વ તો, છે જનાર રે;

---

1. શાલિનીમાં ચોથા અક્ષર પછી યતિ છે.
2. લલિતમાં છઠ્ઠા અક્ષર પછી યતિ છે.

અચળ કોણ આ, વિશ્વમાં વસે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૮
દહન કૈં થયા, તૂજ દેખતાં, લખિ શકે નહીં, લેખું લેખતાં;
તદપિ ચિત્ત તું, જો ન ચેતશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૬૯
કપટ કૂડનાં, કર્મ તેં કર્યા. ધન રળી રળી, ધૂળમાં ધર્યા;
કર વિચાર તે, કોણ કાઢશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૦
સ્વપનતુલ્ય આ, સર્વ લોક છે, હરઘડી થતા, હર્ષ શોક છે;
પલક એકમાં, નાશ પામશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૧
લલિત છંદથી, લાભ લેખિ લે, દલપ્રતી ધરી, દષ્ટિ દેખિ લે;
પ્રભુ વિના તને, કોણ પાળશે, સમજ પ્રાણિયા, શી ગતી થશે. ૭૨

### ૫૮ મોદક છંદ—અ૦ ૧૨.

ભાભિ ભુભેદ ભણો જગદંતર, મોદક આકૃતિમાં નહિ અંતર;
છે ચપટી જરિ ઉત્તર દક્ષણ, તે સમજે જન જેહ વિચક્ષણ. ૭૩

### ૫૯ દ્રુતવિલંબિત છંદ—અ૦ ૧૨.

નભભુ રાખિ રચીજ નિહાળિયે, દ્રુતવિલંબિત થૈ ચિત ચાલિયે;
અકળ ઇશ્વરતા સૃજિ સૃષ્ટિમાં, દિનદિને પડશે નિજ દષ્ટિમાં. ૭૪

### ૬૦ ચંદ્રવર્त્મ છંદ—અ૦ ૧૨.

રાન [1]ભાસકિ ભયાનક સરખું, ચંદ્રવર્ત્મ નજરે નહિ નિરખું;
ઝાડ ઝુંડ ઝુકિયાં બહુ ઝરણાં, હાથિ વાઘ વરુ ને વળિ હરણાં. ૭૫

### ૬૧ તોટક છંદ—અ૦ ૧૨.

શશિ શા શણગાર હવે સજવા, તુછ તોટક જાણિ બધા તજવા;
ગુણવંત પતી પરદેશ ગયા, થિરતા કરી ત્યાંજ નિવાસી થયા. ૭૬

### વિજયક્ષમામાંથી બાગનું વર્ણન.

બહુ શોભિત બાગ અથાગ બન્યો, ગિરજાપતિનો ગિરિરાજ ગણ્યો;

---

૧. કેદખાના જેવું ભય ઉપજાવનારૂં.

ગુલબાસ ગુલાબ દિલે ગમતા, લટકી અહિવલ્લિ લવંગતા. ૭૭
તરુ કેતકિ કેશુ કદંબતણાં, વળિ ચંપક ચંદન વૃક્ષ ઘણાં;
ગણિ કોણ શકે સઘળાં ગણતાં, ભણિ ભારતિ થાકિ રહે ભણતાં. ૭૮
ફળિ છે કદળિ વળિ જામફળો, ગુણકારિ સિતાફળ સ્વાદ ગળ્યો;
અતિ ખેર અખોડ અને અરણી, હરડે હિતકારી પિડા હરણી. ૭૯
અગણીત અનામત અંબતરૂ, જનરંજન જ્યાં બહુ જંબતરૂ;
તર્જનાં તરુ એળચિ દ્રાક્ષતણા, મનમોહન મંડપમાં ન મણા. ૮૦
ઝુકિ ઝુંડ તહાં રહિ ઝાડિ ઘણી, ચતુરાઇથિ બેઠક બેશ ચણી;
તકની તરકારિ તમામ તહીં, વડપીંપળ પીપર પાર નહીં. ૮૧
બિલિ આંબલિ બાવળ બોરડિયો, થિર થૈ ઠરિ કાચકિ થોરડિયો;
ખજુરી ખરસાણિજ ખીજડિયો, લળિ લીંબુડિ ને વળિ લીંબડિયો. ૮૨
અરડૂશિ અનુપમ આવળ છે, શુભ શીશમ સાગ શતાવળ છે;
નવપલ્લવ થોક અશોક નકી, લખતાં નહિ લેખણ લેખિ શકી. ૮૩
વળિ વાડિ વિષે શુભ વાયુ વહે, ગુણ શીતળ મંદ સુગંધ ગ્રહે;
ભમરા રસભોગિ અનેક ભમે, ગુણવંતતણા સુણિ સોર ગમે. ૮૪
ચકલાં ચિત ચોર ચકોર ઘણા, સ્વર શુદ્ધ મનોહર મોરતણા;
શુક કોકિલ ચાતક સારસડાં, વિચરે નવરંગ વિહંગ વડાં. ૮૫
વળિ કુંડ સરોવર વાવ્ય કુવા, જુગતીથિ કરેલ પ્રકાર જુવા;
જળ નિર્મળ જ્યાં જમુના જળથી, નહિ નિત્ય પ્રવાહ ઘટે નળથી. ૮૬
ભલી ભાત દિશે જળ હોજ ભર્યા, કળદાર ભલા જળયંત્ર કર્યા;
નરનારિ જુવે નજરે નિરખી, હઠ લૈ ચિત ચોંટી રહે હરખી. ૮૭
દિપતું વળિ દેવળ દેવતણું, ચતુરે નવરંગ ઉતંગ ચણ્યું;
કરિ કારિગરિ દલપત્ત કહે, સુરનાથ રહી ઘડિ જોઇ રહે. ૮૮

## ૬૨ મોતીદામ છંદ—અ૦ ૧૨.

જજોજિ જહાં જગદીશ જપાય, રસો ગણિ મૌક્તિકદામ રચાય;
ઉમંગ વધે ઉરમાંહિ અભંગ, અનુપમ અંગ રહે ચડિ રંગ. ૮૯

ભજો ભવતારણ શ્રી ભગવાન, તજો નિજ અંતરનું અભિમાન;
સજો સરજનારતણા ગુણગાન, થજો સઘળા સુધરેલ સમાન. ૯૦

### ૬૩ સ્રગ્વિણી છંદ—અ૦ ૧૨.

રેરરા રાખ્ય તું ગર્વ શા કારણે, સ્રગ્વિણી સુંદરી છેક છેલો ગણો;
હોય જ્યારે લ્હો તૂજ હૈયાકને, મૂખમાં રાખવો તું ગમે છે મને. ૯૧

### ૬૪ ભુજંગી છંદ—અ૦ ૧૨.

યયા [1]યાચિ છે જે સુપંથે ઉમંગી, કરે તેહને શું કુવિદ્યા ભુજંગી;
ઉઠયો જાય આકાશ બેસી ગરૂડે, કરે તેહને શું ફૂડાં સર્પ ઝુંડે.૯૨

### સુધારા વિષે.

લખું વીનતી વાંચિને દેશિ લોકો, જતી રિદ્ધિને દૂર રસ્તેથિ રોકો;
અરે બોલનો તોલ માની અમારો, કુધારો ન ધારો સુધારો વધારો.
ચડી ચાર પાસે વધી રિદ્ધિ ચાલી, ખજાના ખુટીને થયા ખૂબ ખાલી;
વિમાશી હવે વાત વેગે વિચારો, કુધારો ન ધારો સુધારો વધારો.
છુટા છેક થૈને તમે વ્હેમ છાંડો, મહા હિમ્મતી થૈ હવે પાય માંડો;
અરે આપણી સંતતીને ઉગારો, કુધારો ન ધારો સુધારો વધારો.
થશે કષ્ટ જો વ્હેમ મધ્યે કુટાશો, ભર્યા લોકના થોક મધ્યે લુટાશો;
નહી આવશે દુ:ખનો એક આરો, કુધારો ન ધારો સુધારો વધારો.
પ્રજા જો તમારી સુધારો ન પામી, ગરીબીથિ જીવે કરીને ગુલામી;
અમેરીકનોની દશા ઊર ધારો, કુધારો ન ધારો સુધારો વધારો.
જવું વિલાયતે લાભ જાણી, નહિ તો થશે ધારણા ધૂળધાણી;
ન રાખો હવે હઠ્ઠ જૂઠો નઠારો, કુધારો ન ધારો સુધારો વધારો.
સજો મિત્રતા સજજનો સર્વ સાથે, મટે આપદા આવતી આપ માથે;
અરે અંતરે વાત આ તો ઉતારો, કુધારો ન ધારો સુધારો વધારો.
ખશી જાય જો મચ્છ પાણીય ખૂટે, નહી તર્ફડે તે તણી શેર ફૂટે;
નહીં તો પછી કષ્ટનો ક્યાં કિનારો, કુધારો ન ધારો સુધારો વધારો.

---

૧. યાચિ—જનાર.

દશા દૂર દેશો તણી તો તપાસો, તહાં વિચરીને વસી [1]રાતવાસો;
સુરીતે શિખો જૈ રૂડા રોજગારો, કુધારો ન ધારો સુધારો વધારો.
વસી સૂખમાં લોક લે ખૂબ લાવો, તમે ગોપથી ચાલ તેવા ચલાવો;
વડા દુઃખના ચાલ વેગે વિદારો, કુધારો ન ધારો સુધારો વધારો.
છુટે દુઃખ છે જો ઉપાયો છતાં તો, સુખી સૌ વસો શીદ દુઃખી થતા તો;
નચિંતે નડે તે પ્રબંધો નિવારો, કુધારો ન ધારો સુધારો વધારો.
અરે સજ્જનો સાંભળો શુદ્ધ આ મેં, રચ્યા છે રૂડા છંદ દલપત્તરામે;
સુણી રાખજો ચિત્ત વિચાર સારાં, કુધારો ન ધારો સુધારો વધારો.

## ૬૫ કુસુમવિચિત્રા છંદ—અ૦ ૧૨.

નયન યથા એ કમળ ઉઘાડી, **કુસુમવિચિત્રા** નિરખવિ વાડી;
ભ્રમર ભલા જ્યાં અધિક ભમે છે, ગુણિજનને તે હૃદય ગમે છે. ૧૦૫

## ૬૬ તામરસ છંદ—અ૦ ૧૨.

નિજ જય કોણ કદી ન વિકાસે? [1]**તામરસો** જગમાં બહુ ભાસે;
તે પણ શુદ્ધ સરોવર કેરો, જો જશ ગાય પ્રસિદ્ધ ઘણેરો. ૧૦૬

## ૬૭ પ્રિયંવદા છંદ—અ૦ ૧૨.

ન ભજરે પ્રભુજિ કેમ તું કદા, પરમ મિત્ર પ્રભુ છે **પ્રિયંવદા;**
સરસ શાંતિ પ્રભુથી પમાય છે, પ્રભુવિના દુઃખ ખરાં ખમાય છે,

## ૬૮ પ્રમિતાક્ષરા છંદ—અ૦ ૧૨.

સજિ શીશફૂલ બહુ એશ બણી, **પ્રમિતાક્ષરાથિ** ગુણ ગાય ગણી;
વનિતા વિલોકિ ગત વાસરમાં, કરતી કલોલ કમળાકરમાં. ૧૦૮

## ૬૯ શૈલ છંદ—અ૦ ૧૨.

યથા યાજકો[2] તે થશે ધારિ ધીર, વસી **શૈલમાં** કે નદી નીરતીર;
તથાપી પ્રભૂ તો વસે સર્વ ઠામ, ખરા પ્રેમથી તે ભજ્યાનુંજ કામ.

---

૧, રાતાં કમલ. ૨. યજન કરનાર.

### ૭૦ તરલનયન છંદ—અ૦ ૧૨.

ન ન ન ન હરિ વિણુ સુર ભજ, તજ તુજ **તરલનયન** તજ;
મન પ્રભુપદ પર થિર કર, અવર અમરપદ પરહર. ૧૧૦

### ૭૧ દ્રુત છંદ—અ૦ ૧૨.

ભોજ સયિંકું વરસ તું ન જીવ્યો, શ્રેષ્ઠ **દ્રુત**મધ્ય કુલ મધ્ય દીવો;
સ્વલ્પ દિનમાં સરસ કામ કીધું, દીનજન દેખિ બહુ દાન દીધું. ૧૧૧

### ૭૨ વંશસ્થ છંદ—અ૦ ૧૨.

જતાં જરા વાર કશી ન જાણજે, પવિત્ર **વંશસ્થ** પુરા પ્રમાણજે;
અરે અજાણ્યું મરવાનું આવશે, તમામ તેનું ધન તે તજાવશે. ૧૧૨

### ૭૩ વૈશ્વદેવી[1] છંદ—અ૦ ૧૨.

મામાયે યજ્ઞે કૃષ્ણને યાદ કીધા; તેડાવ્યા વિપ્રો **વૈશ્વદેવી** પ્રસિદ્ધા;
મલ્લોને આજ્ઞા આપિ એવી વળીજે, જો આવે જજ્ઞે કૃષ્ણનો જીવ લીજે.

### ૭૪ ઇંદ્રવંસા છંદ—અ૦ ૧૨.

તે તો જરા ધીરજથી તપાસ રે, થૈ **ઇંદ્રવંશા** ન થવું ઉદાસ રે;
હેતે કરી અર્જુનને કહે હરી, સંગ્રામ સાધો ધનુબાણને ધરી. ૧૧૪

### ૭૫ મંજુભાષિણી છંદ—અ૦ ૧૩.

સજ સાજ ગોખિ ગુણનો સુવાસિની,
વળી થા ભલીજ વિધ **મંજુભાષિણી**;
જશ તો જરૂર જગમધ્ય જાણશે,
પરિપૂર્ણ સૌખ્ય પણ તો તું પામશે. ૧૧૫

---

1. વૈશ્વદેવીમાં પાંચમા અક્ષર પછી યતિ છે.

### ૭૬ તારક છંદ—અ૦ ૧૩.

શિશુ શીશ ગધાજનની રિશ જામે,
નહિ તારક દેવતણા પદ પામે;
અબળા તણિ ઘાત કરે અતિ ક્રોપે,
પછિ તે નરને ધરશે હરિ તોપે. ૧૧૬

### ૭૭ કલહંસ છંદ—અ૦ ૧૩.

સજશે સંગાથિ શુભ સ્નેહ રહીને,
**કલહંસ** કંઠ કરિ વાણી કહીને;
સુખ સાજ આજ ધરિ લાજ વધારે,
શુભ કાજ તેજ જન સર્વ સુધારે. ૧૧૭

### ૭૮ મત્તમયૂર અથવા માયા[1] છંદ—અ૦ ૧૩.

મેં તેઓ શું ગાંઠ રતીની દઢ વાળી,
માયા જેની ભૂ નભ મધ્યે ભલિ ભાળી;
નાચે છે જે **મત્તમયૂર** પ્રભુ માયા,
તેના સ્વામી છે પ્રભુ તેના ગુણ ગાયા. ૧૧૮

### ૭૯ પ્રભાવતી[2] છંદ—અ૦ ૧૩.

તું ભાસિ જે ગુણ ગણના શિખાવતી,
સ્નેહી સદા, મુજ પણ તું **પ્રભાવતી**;
તારો જ છું, જન ભગવતિ ભારતી,
દેવી રખે દિલ મુજને વિસારતી. ૧૧૯

### ૮૦ કંદ છંદ—અ૦ ૧૩.

યયા યાયિ લોકો ગતાનુગતીથી જ,
જેમ કંદ કે મૂળ કે ઓષધી બીજ;

---

૧. મત્તમયૂરમાં ચોથા અક્ષર પછી યતિ છે.
૨. પ્રભાવતીમાં ચોથા અક્ષર પછી યતિ છે.

ખરા માર્ગનો મર્મ તે તો ન જાણે જ,
વિના જ્ઞાન મિથ્યા મહાવાદ તાણે જ, ૧૨૦

### ૮૧ વસંતતિલકા છંદ—અ૦ ૧૪.

તું ભોજ જોગ ગણતાં, તુછ ભૂપ ભાસે,
વેશ્યા **વસંતતિલકા** કદિ કીર્તિ ગાશે;
હૈયે પ્રજાહિત કશો ન વશ્યો સુધારો,
શી કીર્તિ તારિ કથશે કવિ કોઈ સારો. ૧૨૧

### ૮૨ લીલા છંદ[1]—અ૦ ૧૪.

તું ભયિ જંગ લઢી થાકયો નહીંજ લેશ,
**લીલા** વિષેજ મન કીધું સદા પ્રવેશ;
રે લાભનો ન કદિ કીધોજ તેં તપાસ,
દંભી દિઠોજ દિલ દીઠો ન દેવદાસ. ૧૨૨

### ૮૩ પડધમી છંદ—અ૦ ૧૪.

ન ભજશે, ગગડતાં, પથર ને બંદા,
પ્રગટતાં, પ્રથમથી, **પડધમી** છંદા;
ધરમના, કરમના, સરસ જ્યાં ધારા,
અમર ત્યાં, અવરમાં, ભ્રમણના ભારા. ૧૨૩

### ૮૪ ચામર છંદ—અ૦ ૧૫.

રોજ રોજ રાખિને રમોજ રાગ, રંગમાં,
**ચામરો** ચલાવિ ચિત્ત મોહિ મોરચંગમાં;
બાગમાં બિરાજી સાજિ અંગરાગ અંગમાં,
કેદિ જેમ કોટડી વિષે વશ્યો કુઢંગમાં. ૧૨૪

---

૧. લીલા છંદમાં સાતમા અક્ષર પછી વિશ્રામ આવે છે;

## ૮૫ નિશિપાળ છંદ—અ૦ ૧૫.

ભોજ સુનિ રિદ્ધિ કદિ કાળ નહિ રાખતો,
ચોકિ **નિશિપાળ**તણિ રાખિ સુખ ચાખતો;
જોર નહિ જયાં સકળ ચોરતણું ચાલતું,
દુષ્ટ દિલ સાલ મહિપાળ બળ ચાલતું. ૧૨૫

## ૮૬ માલિની છંદ—[1]અ૦ ૧૫.

ન નમિય યદિ નારી, સ્વામિને માન મેલી,
ન ગુણવતિ ગણાઈ, **માલિની** નેહઘેલી;
ગરવ તજી પતિને, જે નમે પ્રેમ આણી,
સુખ બહુ બહુ પામે, એજ વેદે વખાણી. ૧૨૬

## ૮૭ માળા અથવા સૃણિ છંદ—અ૦ ૧૫

ન ન ન ન સખી કર કરમ અવટતું,
**સૃણિ** ધરિ પ્રતિપળ હરિગુણ રટ તું;
મનુજ જનમનું સુખદ ફળ ફળશે,
દુરિત અમિત તજ તરતજ ટળશે. ૧૨૭

## ૮૮ સારંગી છંદ—અ૦ ૧૫.

મામા મામી માડી માશી સૌને મેલી જાવું છે,
**સારંગીના** તૂટે સાંધા તેવું તારે થાવું છે;
નાડી તૂટે છૂટે કાયા ત્યારે ના કો તારૂં છે,
એ વિચારી સારો રસ્તો શોધી લે તો સારૂં છે.

## ૮૯ નલિની અથવા ભ્રમરાવળિ છંદ—અ૦ ૧૫.

શિશુ શીશ સુધી જળ પેખ પ્રભાત સમે,
રસભોગિ ભલી **ભ્રમરાવળિ** કેવી ભમે;

---

૧. માલિનીમાં આઠમા અક્ષર પછી યતિ છે.

મન રંજન કંજ પ્રફુલ્લિત કોમળ છે,
જમુનાજળથી પણ નિર્મળ તે જળ છે. ૧૨૯

### ૯૦ હંસ છંદ—અ૦ ૧૫.

સજ જીભ રે પ્રભુકીર્તિની રટના સદા,
સ્વર **હંસ**થી પણ શુદ્ધ તો કહિશું તદા;
બકનાર થૈ બકવા કરી નહિ બોલજે,
તજિ તૂત તું ખરું તત્વ તે પણ તોલજે. ૧૩૦

### ૯૧ ચંચળા છંદ—અ૦ ૧૬.

રે જરા જરા લખાય તેટલુંજ તું લખીશ,
**ચંચળા** થશેજ ચિત્તવૃત્તિ સદ્ય તું શિખીશ;
એટલો અભ્યાસ આજથી અધીક આદરીશ,
કેટલાક કાળમાં વિશાળ કામ તું કરીશ. ૧૩૧

### ૯૨ વિશેષ અથવા નીલ છંદ—અ૦ ૧૬.

ભાખિ ભલે ભગવાન મુખે ભણતાંજ ભજો,
વાદ **વિશેષ** વિચારિ, તમે તતકાળ તજો;
વેદ પુરાણ કુરાન, ભલિ વિધિયે ભણવાં,
જો ન ભજે ભગવાન, ભણ્યાં ન ભણ્યાં ગણવાં. ૧૩૨

### ૯૩ નારાચ છંદ—અ૦ ૧૬.

જરા જરા જગાધિનાથ ભક્તિ જુક્તિ જાણિને,
**નારાચ**છંદથી કરો ન કરો વિશુદ્ધ વાણિને;
ક્યાંથિ આમ ઠામ ઠામ એજ કામ આવશે,
મટાડિને મહા કલેશ મારથી મુકાવશે. ૧૩૩

### ૯૪ રૂપમાળી છંદ—અ૦ ૧૭.

રીસ જો જિભ, ગાલથી બકવા કર્યે બહુ થાય,
રાણિ જો શુભ **રૂપમાળી** ચિતે ન ભૂપતિ ચાય;

બોલવો મુખ બોલ તે કરિ તોલવંત વિચાર,
કાઢવો નહિ આકરો અણબુદ્ધિ એક ઉચાર.

---

## ૫૯ શિખરિણી છંદ[1]—અ૦ ૧૭.

યમોના સંભાળી, ગણ અગણિતો દોષથિ ડરો.
દિસે રસ્તો સેલો, ભવ **શિખરિણી** અંત અઘરો;
ભુલાશો લોભાશો, લગભગ લુટાશો સિમ સુધી,
ઉમંગેથી અંગે, સજવિ સતસંગે સદ્બુદ્ધિ.[2] ૧૩૫

## પ્રભુસ્તુતિ.

પિતા માતા તો તું, જરુર વળિ ત્રાતા જગતનો,
સદા શાતા દાતા, ભગિનિ જન ભ્રાતા ભગતનો;
પુરાણે પ્રખ્યાતા, પ્રભુજિ કરુણા કોટિ કરજે,
મહારાજા મારૂં, દલપત કહે દુઃખ હરજે. ૧૩૨

---

૧. શિખરિણી છંદમાં છઠ્ઠા અક્ષર પછી યતિ.

૨. આ છંદના બે અર્થ છે. પહેલો અર્થઃ—પ્રત્યેક ચરણમાં 'ય મ ન સ ભ લ ગ' એ સંભાળથી આણો, ઉપરાંત યતિભંગ આદિ અનેક દોષથી ડરીને વેગળા રહો. શિખરિણી છંદ બનાવવાનો રસ્તો ઉપરથી સહેલો દેખાય છે, તોપણ પરિણામે તે છંદ રચવો બહુ મુશ્કેલ છે. તમે તે છંદ રચતાં કાચી સમજને લીધે ભૂલાવો ખાઈ અથવા તો અનુપ્રાસ આદિના લોભમાં લેવાઈ ભૂલ કરી જશો. છેક છંદ પૂરો થતાં પણ દોષમાં ફસાઈ પડશો, માટે અંગમાં ઉમંગ ધરી કાવ્યશાસ્ત્રમાં કુશળ પુરૂષોના સમાગમથી સારી પાકી સમજ મેળવવી જોઇએ. બીજો અર્થઃ—જમડા—જમદૂતના અનેક ગણ લક્ષ્યમાં લઈ અનેક પાપથી ડરતા રહો; આ સંસારની ટેકરીનો રસ્તો સહેલો દેખાય છે, પણ તે પરિણામે બહુ અઘરો છે. એ રસ્તે તમે ભૂલાવો ખાઈ કે લોભમાં લેવાઇ આડા ચઢી જશો; છેક છેડે પહોંચતાં પણ કામ, ક્રોધ, આદિ ચોરો તમને લૂંટી લેશે માટે અંગમાં ઉમંગ ધરી સદ્ગુણના સમાગમથી સારી સમજ મેળવવી જોઇએ.

નથી હુંમાં નીતી નથિ પરમપ્રીતિ પ્રભુપદે,
નથી રૂડી રીતી, નથિ અધિક ભીતી ધરી હૃદે;
તથાપી તું તારે, બિરદ મનમાં શુદ્ધ ધરજે,
મહારાજા મારે, દલપત કહે દુઃખ હરજે. ૧૩૭

---

### ૯૬ મંદાક્રાંતા છંદ[1]—અ૦ ૧૭.

મોભીને તે તણી ગુપત તે ચિત્ત ચિંતા રહે છે,
**મંદાક્રાંતા** પતનિ સરખી દેહમાં દાહ દે છે:
ખીલો લાગે ખચિત વળિના અંગમાં માત્ર એક,
મોભે ખીલા વિવિધ વળગે જન વિચારી વિવેક. ૧૩૮
ગામે નાસી ગયું યવનથી, હામ ને દામ મેલી,
મંદાક્રાંતા લલિત વનિતા, તેથી થૈ ત્રાસ ઘેલી;
બારે બેઠી બહુ જ બકતી, છેક છે માથું છૂટું,
ઘેલીકેરૂં ગરિબ ઘર છે, લેખિ એવું ન લુંટયું. ૧૩૯

---

### ૯૭ પૃથ્વી છંદ—અ૦ ૧૭.

નિશ લગિ વિરામ છે, ન ભર પાપ શિરે અરે,
પ્રગટ થઈ **પૃથ્વી**માં, કર સુકર્મ ખરેખરે;
મનુષભવ ભાઇરે, નહિ ફરી ફરીને મળે,
સુકૃત તરૂ વાવ્ય તો, ફળ ભલાંજ ભલાં ફળે. ૧૪૦

---

### ૯૮ હરિણી છંદ[2]—અ૦ ૧૭.

ન રસ રસ લે ગાગામાંથી, ગુમાણુ અને જડો,
સુરસ **હરિણી** જેની બુદ્ધિ, લિયે રસ ઘુંટડો;
ન પય લવ લે લોહી પીયે, રતને વળગી જળો,
ત્યમજ ગરવા, અર્થે કલ્પે, અનર્થ નકી ખળો ૧૪૧

---

૧. મંદાક્રાંતા છંદમાં ચોથા અને દસમા અક્ષર પછી યતિ છે.

૨. હરિણી છંદમાં છઠ્ઠા અને દસમા અક્ષર પછી યતિ છે.

### ૯૯ ચર્ચરી અથવા વિબુધપ્રિયા છંદ-અ૦ ૧૮.

રીસ જો જિભ રાખશે, જન ભાખશે ન મુખે ભલું,
**ચર્ચરી** ચિત્તમાં થશે, વળિ કષ્ટ કારણ કેટલું;
કલેશથી લવલેશ જો, કદી ક્રોધ અંતર ઊપજે,
નેણમાં વળી વેણમાં, પણ શાંતિ સજ્જન તો સજે. ૧૪૨

### ૧૦૦ ચંદ્રક્રીડા છંદ-અ૦ ૧૮.

[1]યથા ચક્ર આ નાશિનું તે ન જોયું રહ્યો છેક છોટો,
જુઓ **ચંદ્રક્રીડા** મુછાળો, થઈ માનવી આપ મોટો;
હસે ને ખસે ને ધસે ધાઇને શું શશીબિંબ સામો,
તજી અર્થ ઉદ્યોગનો જોગ શું કાળ કાઢે નકામો. ૧૪૩

### ૧૦૧ ઝુલણા છંદ—અ૦ ૧૯.

સજ જીભરે સલુણી સદા, શુભ વાકયમાંહિ મિઠાશ,
ઝુલતું જ બાળક [2]**ઝુલણા**તણું, હર્ખિ હોય હુલ્લાસ;
નર નારી ધારી વિચારિને, વળિ સારિ સારિ કહે જ,
સુણિ રંકને વળી રાય તે, દિલ રાજિ રાજિ રહે જ. ૧૪૪

### ૧૦૨ શાર્દૂલવિક્રીડિત છંદ[3]—અ૦ ૧૯.

મારી જો સુત તેં ગણી ન મુજની, કાયા કશી પીડિતે,
તેથી હું સ્તુતિ તારિ સારિ સમજું છું, **શાર્દૂલવિક્રીડિતે;**
માતા મોટિ સમાન દાન સુખ દૈ, પાળ્યો ગણી પ્રાણ જે,
જીવું જ્યાં સુધિ જો ન જાણું જશ તો, પાપી પુરો જાણજે. ૧૪૫
રે ગૌરીસુત સિદ્ધિ બુદ્ધિ સતિયો પત્ની તમારી ભલી,
બુદ્ધિ તો દલપત્તરામ ઉપરે રાખે કૃપા એકલી;
સિદ્ધીને સમજાવીને પણ કહો કાંઈ કૃપા તે કરે,
સિદ્ધિ જો નહિ સાનુકૂળ થઇ તો બુદ્ધી થકી શું સરે? ૧૪૬

---

૧. યથા—બરાબર. ચક્ર એ છની સંજ્ઞા છે, માટે આ છંદના પ્રત્યેક ચરણમાં છ યગણ સમજવા. ૨. પારણાનું.
૩. શાર્દૂલવિક્રીડિતમાં બારમા અક્ષર પછી યતિ છે.

### ૧૦૩ શંભુ છંદ—અ૦ ૧૯.

સતિય ભૂમાં મુગટે મેલ્યો, કર જોડીને વંદ્યા સ્વામી,
સતિથી શંભૂ હસિને બોલ્યા, પછિ તે પ્રીતે પૂરી પામી;
પતિનો ક્રોધ પળમાં ભાગ્યો, સતિને સાબાશી સૌ આપે,
વ્રત એવું જે વનિતા ધારે, પ્રભુજી તેનાં કષ્ટો કાપે. ૧૪૭

### ૧૦૪ ગીતક અથવા મુનિશેખર છંદ—અ૦ ૨૦.

સજિ જો ભરી સળગાવ બંદુક, તાકિ તેજ નિશાન તું,
શુભ એ કળા મુનિશેખરે, શિખવેલી તેજ સમાન તું;
કરિ ક્ષાત્રિ ધર્મનું કર્મ તે, પરમાર્થ પૂર્ણ તું પામશે,
દળ દુષ્ટને સુખ દીનને દઇ, જે થકી જશ જામશે. ૧૪૮

### ૧૦૫ સ્રગ્ધરા છંદ—અ૦ ૨૧.

મેં રંભાને ય યાચી, પથથી પડિ દિઠી સ્વર્ગથી સાત વારી.
માટે તે મેલ ચાળા, મુનિજન સમિપે સ્રગ્ધરા નારિ સારી;
હાવે ભાવે નિભાવે, ચિત ન મુજ ચળે, છેક વૈરાગ્ય છાંડી,
મેલીને માનઘેલી, જુગતિ તજિજ જા, શું ઉભી મૂખ માંડી. ૧૪૯

### ૧૦૬ મદિરા છંદ અ૦ ૨૨.

રંભા મુનિ ઈષ્ટ ગણી પ્રભુનેજ, ભજે સત્ર્યના સુખસાગરને,
તું મદિરા મદથી ન મચીશ, જગીશ ભજીૐ નટ નાગરને;
ઇશ્વરને તજી અન્ય ભજે જડ, કૂપ તજે ગ્રહી ગાગરને,
ઓસડ વેસડ વૈદ તણાં તજ. મિત્ર કરે કિમિયાગરને ૧૫૦

### ૧૦૭ હંસી છંદ—અ૦ ૨૨.

મોતીને નાના રંગે, ધરમ કરમપર રંગઝગ લાગી,

---

૧. સ્રગ્ધરા છંદમાં સાતમા અને ચૌદમા અક્ષર પછી યતિ છે.
૨. મુનિ કહેતાં સાત ભગણ અને ગ એટલે એક ગુરૂથી મદિરા છંદ બને છે એમ સૂચવ્યું છે. ૩. વિશ્વરૂપ નાટકના પ્રવીણ સૂત્રધારને.

હંસી ત્યાંની બોલી ત્યારે, અઘટિત ગરવ ન કરિશ અભાગી:
જે પોતાને ધર્મી જાણે, પરજન પર અતિ અરૂચિ જ આણે,
તેને તે શું ધર્મી ધારે, તન તાજ ખચિત ગમન દુઃખ ખાણે.

**૧૦૮ કકિન શારદા છંદ—અ૦ ૨૩.**

રે રરા રે રરા રાગ લે કકિનો શુદ્ધ સારી રિતે સાંભળી સાદ,
**કુકિની શારદા** સાંધી શોભે ભલી, અંતરે એજ તું રાખજે યાદ;
મિષ્ટ વાણીથકી માનવીઓ રિઝે, ક્રૂર વાણિથી રીઝે નહીં કોય,
મિષ્ટ વાણીથિ પાળે ગણી મિત્રતા, હેત તે સાથ સૌને ઘણું હોય.

**૧૦૯ સર્વગામી અથવા અગ્રછંદ—અ૦ ૨૩.**

તું તાત તું તાત તું, ×ગાગધારી, ભલું કામ સર્વ સ્થળે તેંજ કીધું,
તું **સર્વગામી,** સદા વિશ્વનું તેં, વળી મૂળથી અગ્ર તો માંડિ દીધું;
જો શુદ્ધ ભાવે સજી સેવના તો, સદા સેવકોનું સજી કામ સીધ્યું,
સંતાપ ને પાપ તો સર્વ નાઠાં, તથા સર્વથા સ્વર્ગનું સૌખ્ય લીધું.

**૧૧૦ વર્ણવાઘેશ્વરી છંદ—અ૦ ૨૩.**

[1]યઅબ્ધી લગી કૃત કોટી તપાસી, પ્રભુને ભજે તે બધું પામશે,
[2]રટે **વર્ણવાઘેશ્વરિ** નામના તું, કહે તે તને આવશે કામ શે ?
મળે મોક્ષનો માર્ગ તો શ્રીપ્રભૂથી, પ્રભૂથી પુરો પ્રેમ જો જામશે,
તજી અન્યનો આશરો એ ભજી લે, ભલી ભક્તિથી વેદના વામશે.

**૧૧૧ ઇંદ્રવિજય અથવા મત્તગયંદ છંદ—અ૦ ૨૩.**

[2]ભાં [3]ઋષિ ગંગકને વસિને ભજતા હરિ, ત્રાસ નિવારણ તે છે,
[4]ઇંદ્રવિજે શુભ જોયિ થયો વળિ **મત્તગયંદ** નિભાવણ જે છે;

---

× ઉંચા પર્વતનો આકાર. ૧. ય=જે માણસ. આ છંદના પ્રત્યેક ચરણમાં અબ્ધિ એટલે સમુદ્ર કહેતાં સાત યગણ અને લ ગ એટલે લઘુ ગુરૂ આવે છે.

૨. વાઘેશ્વરી એ નામના અક્ષરો જપવાથી શું ફળ થશે ?

૩. ઋષિ એટલે મુનિ કહેતાં સાત ભગણ અને ગગ એટલે બે ગુરૂ આ છંદના પ્રત્યેક ચરણમાં આવે છે.

૪. વેદમાં કહેલી વત્રાસુર ઉપર ઇંદ્રની ફતેહ.

વિશ્વનું કારણ દુઃખ વિદારણ, તારણ તેજ ઉગારણ એ છે,
દીનદયાળ પ્રજાપ્રતિપાળક, દેવ તને સઘળાં સુખ દે છે. ૧૫૫

## ઈશ્વર વિષે.

કોઈક દેશતણા કવિયો નિજ ભૂપતિને ભગવાન ભણે છે,
કોઈક દેશતણા કવિયો ગુરૂનેજ પ્રભૂ અવતાર ગણે છે;
સૂર્ય સમુદ્ર હુતાશનના મહિમાની ભિંતો ચિતમાંહી ચણે છે,
કોણ નકી દલપત્ત કહે દિલ દૃષ્ટિથકી પ્રભુ દૂર રહે છે ૧૫૬
તોપણ તેં કશુંએ ન કહ્યું કદિ થાવર વસ્તુ તણો કરિ થાપ્યો,
તોપણ તેં કશુંએ ન કહ્યું કદિ ક્રોધ ધરી લઈ કર્વત કાપ્યો;
તોપણ તેં કશુંએ ન કહ્યું જપમાળ ધરી કર જીભથી જાપ્યો,
કોઇ પ્રકાર કહે દલપત્ત ન ઉત્તર ઈશ્વર તેં કદિ આપ્યો. ૧૫૭
કૈક વસ્યા વનવાસ ઉદાસિથી મંદિર માલ તણી તજી માયા,
કૈક તને મળવા હળવા તુજ ધ્યાન ધરિ બહુ તીરથ ધાયા;
કૈક મુઆ ઉપવાસ કરી દરિ કૈક પ્રજાળિ મુઆ નિજ કાયા,
તોપણ તેં દલપત્ત કહે નહિ ઉત્તર એક દીધો જગરાયા. ૧૫૮
હારિ રહ્યા મનમાંહિ મુનીશ્વર વિશ્વપતિ તણી વાત વિચારી,
તર્ક કરી કરિ તત્વ જડ્યું નહિં દૃષ્ટિ ઘણી દિલ ઉંડિ ઉતારી;
માન તજી અનુમાન કરી લખ્યું કે મન વાણિ ન પ્હોંચી અમારી,
કેમ શકે કહી કોઇ કવીશ્વર ઈશ્વરની ગતિ વિશ્વથી ન્યારી. ૧૫૯
ભક્તિ કરી ભલિભાત મુઆ પણ માનવિ પાસ વિમાન ન આવ્યું,
પત્ર ન મોકલ્યું અત્ર લખી વળિ કોઇની સાથ ન કેણ કહાવ્યું;
હોત રહ્યો જન કોઇ સજીવન તોપણ માનત તેનું બતાવ્યું,
કાંઇ ઉપાય ન તેથી કરે જન જે જનના મનમાં જયમ ભાવ્યું. ૧૬૦

---

## ૧૧૨ [1]મલ્લિકા છંદ—અ૦ ૨૩.

જજોજિ જજોજિ જળો ગણતાં, જળ એકજ જાતિતણું જડશે,
જુઓ બહુ ફૂલ જુદાંજ જુદાં, મલિકા નહિ જૂદિ ચિતે ચડશે;

---

૧. અષ્ટાક્ષરી મલ્લિકાથી આ ભિન્ન સમજવો.

નથી પ્રભુ એ પણ નામ અપાર, અપાર પ્રભુ નજરે પડશે,
સદા સમજૂ જન તો સમજે પણ [1]ઘૂડજ ઘાટ ઘણા ઘડશે, ૧૬૧

### ૧૧૩ કિરીટ છંદ-અ૦ ૨૪.

ભાંભભભંભભભંભ અજે ડફ એ સુણિ આવિ મળ્યા જન આંગણ,
પીછતણા કરિ કૈક કિરીટ ધર્યાં શિર જામનિમાં કરી જાગણ;
એજ અભાગિ અજાણનિ આગળ આવિ મળી વળિ નારિ અભાગણ,
ખેલ કરી ખુબ ફેલ કરે જન ફેલિ ફિતુરિ તને ફટ ફાગણ. ૧૬૨

### ૧૧૪ દેવ છંદ-અ૦ ૨૪.

[2]ચ આઠે દિશામાં ફરે દેવ અર્થે કરે તીર્થમાં સ્નાન, દે દાન જેને,
વિના જ્ઞાન તેને નહિ દેવ ભેટે, સુખે બેસશે તે સંતોષી થૈને;
ભલે ઘેર બેઠા ભજે શ્રી પ્રભુને, ખરા દેવનું લક્ષથી જ્ઞાન લૈને,
ગૃહસ્થાશ્રમાં લાભ દુર્લભ લેશે, દયાળુપણે દીનને દાન દૈને. ૧૬૩

### ૧૧૫ વૈકુંઠધામા છંદ-અ૦ ૨૪.

રે [3]વસુદેવને દેવ માનું નહીં, તું કહે અન્ય ઉપાસિ શા કારણે,
દેવ વૈકુંઠધામા વિના વિશ્વમાં, ધ્યાન ધારું ન ધારી ખરી ધારણે;
અંતરે આંટિયે તો પડી આદિથી, પાંચપ વર્ષ પોઢયો હતો પારણે,
છેક તે ટેક છોડયોજ છુટે નહીં, બોલતાં બોલ બીજી રિતે બારણે.[4]

### ૧૧૬ દુમિલા છંદ-અ૦ ૨૪.

શશિ શું શશિ શું શશકાંતણિ અંગત, અંગ ઉમંગ સજી સજની,

---

૧. રતાંધળા, મૂઢ. ૨. ચ=જે માણસ; અહીં આઠ સંખ્યા પૂર્વે ચના ઉલ્લેખથી આ છંદના પ્રત્યેક ચરણમાં આઠ યગણ આવે છે એમ જણાવ્યું છે. ૩. વસુદેવને એટલે ધનદેવને હું દેવ માનતો નથી. અર્થાત્ જે ધનને દેવ માની કેટલાક પૂજે છે તેને હું દેવ માનતો નથી; તેમ છતાં તું મને એક ખરા પરમેશ્વરથી ભિન્ન અન્ય દેવનો ઉપાસક શા માટે કહે છે? અહિં વસુ જે આઠની સંજ્ઞા છે તેની સાથે ર કહ્યાથી આ છંદના પ્રત્યેક ચરણમાં આઠ યગણ આવે છે એમ જણાવ્યું છે ૪. મ્હોં બહાર.

પુજને જન તેં દુભિલાપ થકી, કહી નામ શશાંક પિડે પજવી;
તજી તે છબિ તુર્ત હવે હરખાઇ, ભલી છબિ કોઈ બિજી ભજવી.
જગમાં હલકાઈ કહે સહુ સજ્જન, તે તજિ સંગત તો તજવી.

### ૧૧૭ સુખદા, વિષ્ણુ અથવા સુરેશ્વર છંદ—અ૦ ૨૪.

જજોજિ જજોજિ જયે કરિ જયોત, જુઓ જયવંતજને કરિ જેવી,
સદા સુખદા અપવર્ગ વિષે પણ, આગળ એજ થશે વળિ એવી;
વડી પ્રિય વિષ્ણુ સુરેશ્વર ને વળિ, તે પરમેશ્વરને પ્રિય તેવી,
અગાધ અતિ અવિનાશિ થશે, ઉપમા પછી અન્ય કહે કવિ કેવી ? ૧૬૬

### ૧૧૮ કળાકુશળ અથવા લવિંગલતા છંદ—અ૦ ૨૫.

જજોજિ જજોજિ જજો લઇને જશ, પુણ્ય વધે વળિ પાપ નિવારણ,
અનેક [1]કળાકુશળે કરિને કરિ, કીર્તિ—લવિંગલતા ભવતારણ;
વડા વિદ્વાન કરે સુખવાસ, કૃપાનિધિની રિઝનું પણ કારણ,
વદે સુખદાયક વાયક શુદ્ધ, સભાસદ મધ્યસભા શણગારણ. ૧૬૭

### ૧૧૯ અરવિંદમુખી છંદ—અ૦ ૨૫.

[2]સવસુ લખ સૈન્ય સુગમ શરીર, બહુ બળવંત બન્યો નરરાજ,
મનમાં ગણજે અરવિંદમુખ બાળ, બુદ્ધિ થકી અધિક નહિ આજ
બળવંત બહુ ગજરાજ બનેલ, કરે નરને વશ થૈ નિત કાજ,
મગરો પણ માનવિથીજ મરાય, જુઓ વળિ જેથી ન મોટું જહાજ.

### ૧૨૦ કિશોર છંદ—અ૦ ૨૬.

[3]સવસુ લળક [4]શ્રુતિકુંડળ તોય, કુછંદ કળા ગુણ ગાય ન ગાયક,

૧. કળામાં કુશળતાથી. ૨. આ છંદના પ્રત્યેક ચરણમાં વસુ એટલે આઠ સગણ ને લ એટલે લઘુ આવે છે. સવસુ એટલે ધનાઢ્ય અને લખ સૈન્ય એટલે લાખો સિપાઈના લશ્કરવાળો એવો અર્થ છે. ૩ આ છંદના દરેક ચરણમાં સવસુ એટલે આઠ સગણ તથા લ એટલે બે લઘુ આવે છે. ૪. શ્રુતિકાન.

વય વૃદ્ધ કિશોરતણે વદને વસજો, શુભ છંદ કળા સુખદાયક,
જગમાં જન જેથિ જણાય જરૂર, લલીતપણે શુભ લક્ષણ લાયક,
વળિ દેશિ જનો પર પ્રીત વધારી, સુખે કરિ થાય સદૈવ સહાયક.

## ૧૨૧ મનહરછંદ–અ૦ ૩૧.

અક્ષર જો એકત્રીશ, ધારી ધારીને ધરીશ,
સીમાડે ગુરુ સંજ્ઞશ, તે પદે તમામને,
[1]આવે વર્ણ આઠ આઠ, પઢતાં પવિત્ર પાઠ,
કરાવી વિશ્રામ ઠાઠ, ઠીક ગણી ઠામને;
ગુરુ લઘુ ગણિતથી, નિયમ તે મધ્ય નથી,
શીખીને સજો સુખથી, હૈયે રાખી હામને;
સારો છંદ સુખધામ, નકી **મનહર** નામ,
રચી દલપતરામ, કરો શુભ કામને. ૧૭૦
ઉંટ કહે આ સમામાં, વાંકા અંગવાળાં ભુંડાં,
ભૂતળમાં પક્ષીઓ ને, પશુઓ અપાર છે;
બગલાની ડોક વાંકી, પોપટની ચાંચ વાંકી,
કૂતરાની પૂંછડીનો વાંકો વિસતાર છે;
વારણની સૂંઢ વાંકી, વાઘના છે નખ વાંકા,
ભેંસને તો શિર વાંકાં, શિંગડાંનો ભાર છે;
સાંભળી શિયાળ બોલ્યો, દાખે દલપત્તરામ,
અન્યનું તો એક વાંકું, આપનાં અઢાર છે. ૧૭૧

## ૧૨૨ ઘનાક્ષરી છંદ–અ૦ ૩૨.

ચરણ ચરણ મધ્ય વરણ બત્રીસ વસે,
વિશ્રામ વિશ્રામ ઠામ અક્ષર જ્યાં આઠ આઠ;
ઘણો તો આનંદકંદ તે **ઘનાક્ષરી** છે.

---

૧. મનહર તથા ઘનાક્ષરીમાં આઠ અક્ષરે યતિ કોઈ કોઈ ઠેકાણે ન સચવાય તોપણ નભે છે.

એમ છંદશૃંગાર પિંગળમાં લખેલ પાઠ;
અંતે ગુરુ લઘુ આણુ કાં તો જોડ લઘુ જાણુ,
વિશ્વપતિને વખાણુ ઠરાવીને ઠીક ઠાઠ;
ચારે ચરણોમાં વર્ણ એકસો અઠ્ઠાવીસ છે,
અર્દ્ધ છંદમાં તો ચાર ઉપર શોભીત સાઠ. ૧૭૨

## પારકી પ્રીત વિષે.

પ્યારા પિયુજી પરાઇ પ્રીતની પ્રતીત તજો,
 વીસરતાં વીસરતાં વીસારી વીસરી જાય;
ફૂલેલાં દેખીને ફૂલ ફોગટ ફુલાવું નહીં,
 ફૂલની સફાઈ તો ફરે દિવસે ફરી જાય;
પીતળનો પ્રીતનો પતંગનો પોથીનો રંગ,
 નવો નવો નવ દિન સુધી હૈયું હરી જાય;
ચાહિને ચઢાવિયે તો ચાર ગણો ચઢ્યો જાય,
 ઉતરવા દૈયે તો ઉતરતાં ઉતરી જાય. ૧૭૩

## અર્ધસમપદ છંદ.

## ૧૨૩ વૈતાળીય છંદ[1]—અ૦ ૧૦-૧૧.

શશિ જે ગુણ સૂર્યમાળથી, સભરે લાગિ વળે વિશાળથી:
તુજમાં કહિ તે ગુણો રહ્યા, નથી **વૈતાળીય** કાવ્યમાં કહ્યા. ૧૭૪
રચના રચનાર રે ધણી, કરુણાળુ કરુણા કરો ઘણી;
પ્રભુતા પ્રભુ તારિ તું ધરી, મજરો લૈ મજ રોગ લે હરિ. ૧૭૫

## ૧૨૪ પુષ્પિતાગ્રા છંદ—અ૦ ૧૨-૧૩.

ન નર યવન જાણ જૂદિ જાતે, નિજ જર ગાંઠ વિષે ન જૂદિ નાતે;
કિધ અરપણ પુષ્પ **પુષ્પિતાગ્રા**, સકળ સજાતિ સજાતિ વહિ સાગ્રા.
નથિ નથિ વૃત્ત પાર પિંગળોમાં, પણ ભલિ વિધ પ્રસિદ્ધ પુસ્તકોમાં;
નિરખિ નિરખિને પ્રમાણ આપ્યાં, છુટકજ છંદસ્વરૂપ છેક છાપ્યાં. ૧૭૭

---

૧. વૈતાળીયના ઘણા ભેદ છે તે આ ઠેકાણે આપ્યા તેમ નથી.

# પ્રકરણ ૪

## સંખ્યાપ્રસ્તાર આદિક ગણિત.

( હરિગીત. )

**સંખ્યા અને પ્રસ્તાર, સુચી,** વળી નષ્ટ ને ઉદ્દિષ્ટ છે,
**મેરૂ પતાકા મર્કટી,** એ આઠ ભેદ અભીષ્ટ છે;
માત્રાતણા ને વરણના, જૂદા જૂદા તે જાણવા,
સઘળા મળીને સોળ ભેદ, વિવેક રાખિ વખાણવા. ૧

### સંખ્યાલક્ષણ.

આટલી માત્રાની કહો કવિ, છંદજાતી જેટલી,
આટલા અક્ષરની કહો વળિ, છંદજાતી કેટલી;
જો એમ પૂછે પ્રશ્ન તો, ઉત્તર કહે ગણતી કરી,
સમજજો તેનું નામ **સંખ્યા**, ધીર નર ધીરજ ધરી. ૨

### માત્રાસંખ્યાવિધિ.

( દોહરા )

આંક એક પછિ બે લખી, પછિ મેળવ [1]ધુર અંક;
ત્રણ લખિને તે પ્રથમનો, ગણિ લખ પાંચ નિશંક. ૩
એ સંખ્યાથી સમજવું, એક કળાનો એક;
બેના બે છંદો બને, વળિ પણ એજ વિવેક. ૪

### માત્રાસંખ્યાનું ઉદાહરણ.

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| કેટલી માત્રાના | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| કેટલિ જાતિના છંદો બને. | ૧ | ૨ | ૩ | ૫ | ૮ | ૧૩ | ૨૧ | ૪૩ | ૫૫ | ૮૯ |

### પ્રસ્તારલક્ષણ.

( દોહરા. )

તે સઘળા છંદો તણા, કરિ જોવા આકાર;
ઇચ્છા જો ઉર ઊપજે, તો કરિયે **પ્રસ્તાર.** ૫

[1] પહેલો આંકડો.

## માત્રા પ્રસ્તારવિધિ.

જો તું ઇચ્છે જેટલી માત્રાનો પ્રસ્તાર
ગુરુ લખિને ગણતાં વધે, તો લઘુ આગળ ધાર. ૬
પ્રથમ ગુરુ નીચે લઘૂ, પછિ લખ ઉપર પ્રમાણ;
જોમાત્રા ગણુતાં ઘટે, લઘુ ગુરૂ આગળ આણ. ૭
એજ રિતે લખતાં જવું, આવે જ્યાંસુધિ અંત;
લખતાં આવે સર્વ લઘૂ, લખાય ત્યાં પર્યંત. ૮

## માત્રા પ્રસ્તારનાં ઉદાહરણ.

| કેટલી માત્રાનો પ્રસ્તાર. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ |
|---|---|---|---|---|---|
| | I | ડ | Iડ | ડડ | Iડડ |
| | | II | ડI | IIડ | ડIડ |
| | | | III | IડI | IIડ |
| | | | | ડII | ડડI |
| | | | | IIII | IIડI |
| | | | | | IડII |
| | | | | | ડIII |
| | | | | | IIIII |

---

## સૂચીલક્ષણ.

( દોહરા. )

રૂપ એ વિષે કેટલાં, આદિ લઘુનાં હોય;
અંત લઘૂ, ગુરુ આદિનાં, ગુરુ છેવટનાં જોય. ૯.
અને લઘુ આદ્યંતનાં, લઘુ આગળ ગુરુ અંત;
ગુરુ આગળ લઘુ અંતનાં, દીસે ગુરુ આદ્યંત. ૧૦
સંખ્યાક્ષરથી સર્વ તો, તેનો થાય તપાસ;
**સૂચી** તેહને સમજવી, બધે અચળ વિશ્વાસ. ૧૧

## માત્રાસૂચીવિધિ.

( હરિગીત. )

સંખ્યાંત અંક સમીપ અંક, સમાન જાણો જેટલાં,
લઘુ આદિનાં રૂપ એટલાં, લઘુ અંતનાં પણ એટલાં;

અંત્યાંકથી દ્વિતીયાંક સમ, ગુરુ આદિનાં, ગુરુ અંતનાં,
વળિ જરૂર જાણો એટલાં, એમાં લઘુ આદ્યંતનાં. ૧૨
અંત્યાંકથી દ્વિતીયાંક સમ, લઘુ અંત ને ગુરુ આદિનાં,
તેની જ તુલ્ય તમામ છે, ગુરૂ અંત ને લઘુ આદિનાં;
પણ ચતુર્થાંક પ્રમાણ છે, આદ્યંત ગુરૂનાં વૃત્ત તો,
**સુચીમાત્રિકા** પ્રસ્તારની, દિશિ દાખવે દલપત્ત તો. ૧૩

**પાંચમાત્રાના પ્રસ્તારની સુચીનું ઉદાહરણ.**

| | |
|---|---|
| રૂપનો આકાર. | એવાં કેટલાં ૨૫. |
| લઘુ આદિનાં. | ૫ |
| લઘુ અંતનાં. | ૫ |
| ગુરુ આદિનાં. | ૩ |
| ગુરુ અંતનાં. | ૩ |
| આદિ અંત લઘુનાં. | ૩ |
| લઘુ આદિ અને ગુરૂ અંતનાં. | ૨ |
| ગુરુ આદિ અને લઘુ અંતનાં. | ૨ |
| આદિ અંત ગુરૂનું. | ૧ |

---

**નષ્ટનું લક્ષણ.**

( દોહરો. )

એ પ્રસ્તારે અનુક્રમું, કહિયે કેવું રૂપ;
દે ઉત્તર એ પ્રશ્નનો, નષ્ટ વડે કવિ ભૂપ. ૧૪

**માત્રાનષ્ટવિધિ.**

( હરિગીત. )

કર નષ્ટ માત્રા જેટલીનું, લઘુ બધા લખિ તેટલા,
સંખ્યાંક તે ઉપર લખી, છેવટ ઉપર છે જેટલા;
પ્રશ્નાંક બાદ કર્યા પછી, જે અંક બાદ બની શકે;
તેની તળેનો લઘુ તથા, પરલઘુ મળી ગુરૂ થઈ ટકે. ૧૫
તે અંક બાદ કર્યા પછી, જે અંક બાદ બીજો થશે;
ત્યાં પણ કલા પરમાંણુ ગુરૂ કર, જ્યાં સુધી ઘટના જશે;

એ રીત માત્રા નષ્ટની, જિવમાં કવીજન જાણજો,
કરિ દેખિ તેનો દાખલો, ઉરમાં અચળ મતિ આણજો. ૧૬

## પાંચ માત્રાના ચોથા રૂપના નષ્ટનું
## ઉદાહરણ.

૧ ૨ ૩ ૫ ૮   ૮   માંથી પ્રશ્નનો અંક એટલે ૪ બાદ ક-
। । । । । રતાં બાકી ૪ રહે તે ૪ માંથી ૩ બાદ થઈ

ઽ ઽ ।   શકે છે, માટે ત્રણની તળેનો તથા તે પછીનો લઘુ મળીને ગુરૂ કરવો; અને ૩ બાદ થયા પછી ૧ રહે તેમાંથી ૧ બાદ થઈ શકે છે, માટે ૧ ની તળેનો અને તે પછીનો લઘુ મેળવીને ગુરૂ કરવો. બાકીના લઘુની નીચે લઘુ મુકાય છે, આથી ચોથું રૂપ ઽ ઽ । આવું થાય છે.

## ઉદ્દિષ્ટનું લક્ષણ.
( દોહરો. )

એક રૂપ લખિ આપિને, કહે કિયું આ રૂપ;
દેખિ ક્રિયા ઉદ્દિષ્ટની, ભાખે છે કવિ ભૂપ.

## માત્રાઉદ્દિષ્ટવિધિ.
( હરિગીત. )

લઘુ ઉપર ગુરુ ઉપર તળે, સંખ્યાંક લખિ મતિ ગાઢિયે,
ગુરુ ઉપરના સઘળા ગણી, અંત્યાંકમાંથી કાઢિયે;
જે અંક ત્યાં બાકી જુઓ, તે રૂપ જાણો તેટલું,
લવલેશ કાંઈ વિશેષ નથી, આ વિષે સમજો એટલું. ૧૮

## પાંચ માત્રાના બીજા રૂપના ઉદ્દિષ્ટનું
## ઉદાહરણ.

| | | |
|---|---|---|
| ૧ | ૩ | ૫ |
| ઽ | । | ઽ |
| ૨ | | ૮ |

અંત્યાંક ૮ છે તેમાંથી ગુરૂ ઉપરના ૧+૫ એટલે ૬ બાદ કરતાં ૨ બાકી રહ્યા, માટે બીજું રૂપ જાણવું.

## મેરુલક્ષણ.

( દોહરા. )

પૂછે એ પ્રસ્તારમાં, સર્વ લઘુની સાખ;
એક એક વધતે ગુરૂ, ભેદ કેટલા ભાખ. ૧૯
મેરુ તરત તો માંડિયે, પૂરણ પડે પીછાણ;
સાન કરી સમજાવતાં, સમજે ચતુરસુજાણ. ૨૦

## માત્રામેરુવિધિ.

( હરિગીત, )

સૌ ઉપર કોઠો એક પછિ, બે બે પછી ત્રણ ત્રણ કરો,
તેમજ કળાઓ જેટલીનો, પંક્તિ તેટલિનો ખરો;
ભરિ ઉપર કોઠો એક, પછિ છે પંક્તિમાં છેલ્લાં ધરો,
એ સર્વમાં પણ એકડા, ભલિ ભાત સમજીને ભરો. ૨૧
દર આદિ કોષ્ટકમાં બિજી, પંક્તિ થકી લખજો તમે,
લખિ એક, પછિ બે, એક, ત્રણ, વળિ એક, ચાર અનુક્રમે;
પછિ મધ્ય ઘર ભરવાં રહ્યાં, વિગતી કહું છું તે વિષે,
તે ઘર ઉપરના ઘરતણો, વળિ તે ઉપર જમણી દિશે. ૨૨
લગતુંજ ઘર જે હોય તેનો, અંક મેળવિ માંડિયે,
કહું રીત માત્રામેરુની, ભરતાં નજર નહિ છાંડિયે;
લખવાતણા ઘર ઉપર લગતાં, હોય જો ઘર બે કદા,
તો ડાબિ દિશનું ઘર ગણો, તે ઉપરનું જમણું સદા. ૨૩
ભરિ એમ આખો યંત્ર, છેલ્લી પંક્તિ છેલા ઘરતળે,
ધરિ શૂન્ય તેથી સમજવું, રૂપ ગુરુ વિના એટલાં મળે;
શૂન્યથિ પ્રથમ લખિ એક, બે ત્રણ, એમ ઘર છે જેટલાં,
તેટલાં ગુરુનાં રૂપ છે, ઘર અંક બોલે તેટલાં. ૨૪

( દોહરા. )

પ્રતિ પંક્તિથી ડાબી દિશ, લખ માત્રાના અંક;
પંક્તિ માંહિના મેળવી, લખ જમણા સંખ્યાંક. ૨૫.

## ૭ માત્રાના મેરૂનું ઉદાહરણ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| | ૧ | ૧ | ૧ | | |
| ૨ | ૧ | ૧ | | | ૨ |
| ૩ | ૨ | ૧ | | | ૩ |
| ૪ | ૧ | ૩ | ૧ | | ૫ |
| ૫ | ૩ | ૪ | ૧ | | ૮ |
| ૬ | ૧ | ૬ | ૫ | ૧ | ૧૩ |
| | ૩ | ૨ | ૧ | ૦ | |
| | ગુ | ગુ | ગુ | ગુ | |

### પતાકાલક્ષણ.

ઉપર કહ્યાં મેરુ વિષે, વધઘટ ગુરુનાં જેહ;
ક્યિાં ક્યિાં તે સમજવાં, સજો પતાકા એહ. ૨૬

### માત્રાપતાકાવિધિ.

( હરિગીત. )

જેટલી માત્રાની પતાકા. કરવિ ઇચ્છે અંતરે,
ઉભી લીટિ ઘર લખિ તેટલાં, સંખ્યાંક નીચેથી ભરે;
શિર ઉપરના ઘરથી પછી, ઘર એક એક અવાંતરે,
મેરુની છેલી પંક્તિના, અક્ષર પ્ર ાણે ઘર કરે. ૨૭

ગુરુ શૂન્યની ગુરુ એકની અનુક્રમે પંક્તિ જાણિને,
શિર અંકમાંથી બાદ નીચેના, કરી ઉર આણીને;
ગુરુ એકની પંક્તિ લખે, ત્યાં હોય તે ન લખે ફરી,
તે પંક્તિના આંકોથિ ગત, વળિ આંક નીચોના કરી. ૨૮

ગુરુ બેની પંક્તિ ગોઠવે, પછી ત્રણ ગુરુની તે થકી,
પૂરો પતાકાયંત્ર એ, રીતેજ નિપજે છે નકી;
જે અંક એકે પંક્તિ મધ્યે, એક વાર લખાય તો,
ફરી અન્ય પંક્તિમાં પછી, લવો નહીં લેવાય તો. ૨૯

## ૭ માત્રાની તપાકાનું ઉદાહરણ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ ગુરુનાં રૂપ. | ૧૩ | | | | | |
| | ૮ | | | | | |
| ૧ ગુરુનાં રૂપ. | ૫ | ૮ | ૧૦ | ૧૧ | ૧૨ | |
| | ૩ | | | | | |
| ૨ ગુરુનાં રૂપ. | ૨ | ૩ | ૪ | ૬ | ૭ | ૯ |
| | ૧ | | | | | |
| ૩ ગુરુનાં રૂપ. | | | | | | |

| આમાંથી | બાદ કરી | લખ્યા છે. | |
|---|---|---|---|
| ૧૩ | ૮ | ૮ | ૧ ગુરુની પંક્તિમાં |
| ૧૩ | ૫ | ૫ | |
| ૧૩ | ૩ | ૧૦ | |
| ૧૩ | ૨ | ૧૧ | |
| ૧૩ | ૧ | ૧૨ | |
| ૫ | ૩ | ૨ | ૨ ગુરુની પંક્તિમાં |
| ૫ | ૨ | ૩ | |
| ૫ | ૧ | ૪ | |
| ૮ | ૨ | ૬ | |
| ૮ | ૧ | ૭ | |
| ૧૦ | ૧ | ૯ | |

### *મર્કટીલક્ષણ.

( મનહર છંદ. )

અટપટી મર્કટીનું લક્ષણ લલિત કહું,
જે થકી જણાય છે જરૂર ભેદ જેટલા;

* મર્કટી એટલે વાંદરીની પેઠે એક પંક્તિમાંથી બીજી પંક્તિમાં કૂદીને આંકડા ભરાય છે, માટે આનું નામ મર્કટી પડ્યું છે.

આટલી કળાના કહે કેટલાં રૂપ થાય,
 તે તમામ રૂપના કહો વરણ કેટલા;
તેમાં ગુરૂ કેટલા ને કેટલા લઘુ લખાય,
 કેટલી કળાઓ મળી અક્ષર તે એટલા;
પૂછે એમ પ્રશ્ન કોઈ પાસે આવી પંડિત તો,
 **મર્કટી** મધ્યેથી ભેદ તુર્ત જડે તેટલા. ૩૦

## માત્રામર્કટીવિધિ.

૭ કોઠાની ઉભી પાંત લખીને તે પાંત પ્રતે,
 આડી પાંતો જેટલી માત્રાની મર્કટી કરો;
પેલી પાંતે એક આદિ અંક માત્રિકાના માંડી,
 બીજીમાં રૂપ સંખ્યાંક ધારી ધારીને ધરો;
પ્રથમની પાંતના તે બીજી પાંત ગણા ગણી,
 ત્રીજીમાં તમામ આંક ભલી ભાતથી ભરો;
છઠ્ઠીમાં લખીને એક બમણો તેને બનાવી,
 ત્રીજીના બીજા કોઠાથી બાદ કરવા ખરો. ૩૧
બાકી રહે તે તો પછી છઠ્ઠીના બીજામાં મૂકી,
 તેને વળી બમણો વિચારીને બનાવિયે;
ત્રીજીના ત્રીજા કોઠાથી તેને વળી બાદ કરી,
 છઠ્ઠીના ત્રીજા કોઠામાં ઠીક ગોઠવાવિયે;
એમ છઠ્ઠી ભરી છેક પાંચમીમાં પ્હેલું શૂન્ય,
 લખીને છઠ્ઠીના આંક મૂળથી મંડાવિયે;
છઠ્ઠીનો ને પાંચમીનો પછી સરવાળો ગણી,
 ચોથી પાંત ચતુરપણે રૂડી રચાવિયે. ૩૨

( હરિગીત. )

છ પંક્તિ પ્હેલી માત્રિકાની, બીજિ વૃત્તની જાણવી,
તે સર્વે વૃત્તનિ માત્રિકાની, ત્રીજિ ઉરમાં આણવી;
વળિ એમ ચોથી અક્ષરોની, પાંચમી ગુરૂની ગણો,
ને છઠ્ઠી લઘુની પંક્તિ તો, ભલિ ભાત એ રીતે ભણો. ૩૩

## માત્રામર્કટીનું ઉદાહરણ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કેટલી માત્રાના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | | |
| કેટલી જાતના છંદ. | ૧ | ૨ | ૩ | ૫ | ૮ | ૧૩ | ૨૧ |
| બધા છંદોની કેટલી માત્રાઓ. | ૧ | ૪ | ૯ | ૨૦ | ૪૦ | ૭૮ | ૧૪૭ |
| બધા થઈ કેટલા અક્ષરો. | ૧ | ૩ | ૭ | ૧૫ | ૩૦ | ૫૮ | ૧૦૯ |
| તેમાં કેટલા ગુરૂ. | ૦ | ૧ | ૨ | ૫ | ૧૦ | ૨૦ | ૩૮ |
| કેટલા લઘુ. | ૧ | ૨ | ૫ | ૧૦ | ૨૦ | ૩૮ | ૭૧ |

( દોહરા. )

તે તો મેં માત્રા તણા, કહિયા આઠ અકાર;
વળી વદું છું વરણના, ભલે ભણો ભણનાર. ૩૪

### વર્ણસંખ્યાવિધિ.

વરણ એકનાં રૂપ બે, [illegible] ચાર;
તેમજ ત્રણના આઠ છે, બમણા એમ અપાર.

## વર્ણસંખ્યાનું ઉદાહરણ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| કેટલા વર્ણના. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | |
| કેટલી જાતિના છંદો. | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ |

## વર્ણપ્રસ્તારવિધિ.

સર્વ ગુરૂ લખિ પ્રથમના, ગુરૂ નીચે લઘુ આણ;
પછિ લખ ઉપલી પંક્તિસમા, ઘટતા ગુરૂ લખિ જાણ. ૩૬

## વર્ણપ્રસ્તારનું ઉદાહરણ.

| કેટલા અક્ષરનો પ્રસ્તાર. | ૧ | ૨ | ૩ |
|---|---|---|---|
| | ડ | ડડ | ડડડ |
| | । | ।ડ | ।ડડ |
| | | ડ। | ડ।ડ |
| | | ।। | ।।ડ |
| | | | ડડ। |
| | | | ।ડ। |
| | | | ડ।। |
| | | | ।।। |

---

## વર્ણસુચીવિધિ.

અંત અંક સંખ્યાંકનો, તેથિ પ્રથમ જે જાણ;
લઘુ આદિ, લઘુ અંતનાં, પ્રસિદ્ધ રૂપ પ્રમાણ. ૩૭
ગુરુ આદિ, ગુરુ અંતનાં, તે પણ તેને તુલ્ય;
એથી પૂર્વના અંકસમ, લઘુ આદ્યંત ન ભૂલ. ૩૮
લઘુ આદિ, ગુરુ અંતનાં, ગુરુ આદિ, લઘુ અંત;
એ પણ છે એ અંક સમ, એમજ ગુરુ આદ્યંત. ૩૯

## ત્રણ અક્ષરની સૂચીનું ઉદાહરણ.

| રૂપનો આકાર. | એવાં કેટલાં |
|---|---|
| આદિ લઘુનાં. | ૪ |
| અંત લઘુનાં. | ૪ |
| આદિ ગુરુનાં. | ૪ |
| ગુરુ અંતનાં. | ૪ |
| આદ્યંત લઘુનાં. | ૪ |
| લઘુ આદિ અને ગુરુ અંતનાં. | ૨ |
| ગુરુ આદિ અને લઘુ અંતનાં. | ૨ |
| આદ્યંત ગુરુનાં. | ૨ |

## વર્ણનષ્ટવિધિ.

( મનહર )

પ્રશ્ન અંક એકી હોય તો પ્રથમ ગુરુ લખ,
  બેકી હોય તો પ્રથમ લઘુ લખી વાળિયે;
પછી તેનું અર્ધ કર, કરી ન શકાય તો તે,
  માંહી એક મેળવીને અર્ધ ભાગી ભાળિયે;
બેકી આવ્યે લઘુ બીજો એકી આવ્યે એમ ગુરુ,
  લખી લખી એજ વિધિ નિયમ નિહાળિયે;
જેટલાનું જાણો કામ કહે દલપતરામ,
  તેટલા અક્ષર લખી સંશય તો ટાળિયે. ૪૦

### ત્રણ અક્ષરના પાંચમા રૂપના નષ્ટનું ઉદાહરણ.

૫ ૩ ૨

ડ ડ ।

## વર્ણઉદ્દિષ્ટવિધિ.

( દોહરો. )

આદિ વરણ શિર એક લખિ, અવર શિરે સંખ્યાંક;
એક ભેળવો મેળવી, લઘુ ઉપરના આંક. ૪૧

### વર્ણના ઉદ્દિષ્ટનું ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| કેટલામું | ૫ | ૬ | ૭ |
| રૂપ. | ૧૨૪ | ૧૨૪ | ૧૨૪ |
| | ડડ। | ।ડ। | ડ।। |

---

## વર્ણમેરૂવિધિ.

(હરિગીત)

શિર ઉપર કોઠા બે કરી, પછિ એક એક અધિક કરો,
આદ્યંત કોઠા સર્વ મધ્યે, આંક એક ભલે ભરો;
બીજા ઉપર બે બે જરૂર, બનેલ કોઠા હોય તે,
બે મેળવીને માંડિયે, ગણવો પડે ફરી તોય તે. ૪૨

## વર્ણમેરુનું ઉદાહરણ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૨ | | | | |
| ૨ | ૧ | ૨ | ૧ | ૪ | | | |
| ૩ | ૧ | ૩ | ૩ | ૧ | ૮ | | |
| ૪ | ૧ | ૪ | ૬ | ૪ | ૧ | ૧૬ | |
| ૫ | ૧ | ૫ | ૧૦ | ૧૦ | ૫ | ૧ | ૧૬ |

૧ ૪ ૩ ૧ ૧ ૦
ગુ ગુ ગુ ગુ ગુ ગુ

## વર્ણપતાકાવિધિ.

( ધનાક્ષરી છંદ. )

જેટલા વરણુની પતાકા કરવા વિચાર,
તેથી એક વધતા કોઠાની ઉભી પાંત કર;
નીચે લખી એક પછી સઘળા સંખ્યાંક લખ,
ઉપરનો એક તજી આડી પાંતો પછી ધર;
ઉપરનો કોઠો એ તો શૂન્ય ગુરુનો સમજ,
નીચે એક, બે, ત્રણ ગુરુની પંક્તિયો ઉચર;
નીચેના જ આંક ઉભી પાંતના અક્ષરે સાથે,
મેળવી મેળવી આડી પાંતો ભલી ભાત ભર. ૪૩

( દોહરો. )

શિરધર અંક ન મેળવિશ, લખેલ ફરિ ન લખીશ;
પણ મેળવજે પાંતના, કશી ન ફિકર કરીશ. ૪૪

## ચાર અક્ષરની પતાકાનું ઉદાહરણ.

( મનહર છંદ. )

એક ને બે મળી ત્રણ, એક ચાર મળી પાંચ,
એક આઠ મળી નવ, વિગતે વિચારજે;
બે ને ચાર મળી છ છે, બે ને આઠ મળી દસ,
ત્રણ ચાર સાત ત્રણ, આઠના અગ્યાર જે;
પાંચ આઠ તેર અને, ચાર આઠ મળી બાર,
છને આઠ ચૌદ સાત, આઠ તિથિ ધારજે;

ચાર અક્ષરોની પતાકાનો તે ઓખ્ખો વિચાર,
પઢશે પંડિત થવા પૂરો ધરે પ્યાર જે. ૪૫

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૦ ગુરુનાં રૂપ. | ૧૬ | | | | | |
| ૧ ગુરુનાં રૂપ. | ૮ | ૧૨ | ૧૪ | ૧૫ | | |
| ૨ ગુરુનાં રૂપ. | ૪ | ૬ | ૧૦ | ૭ | ૧૦ | ૧૩ |
| ૩ ગુરુનાં રૂપ. | ૨ | ૩ | ૫ | ૯ | | |
| ૪ ગુરુનાં રૂપ. | ૧ | | | | | |

## વર્ણમર્કટીવિધિ.

( હરિગીત )

લખિ પ્રથમ એકાદિક પછી, સંખ્યાંક બીજીમાં કરો,
પછિ બીજિ પ્રથમ ગુણી કરી, ને ચોથિ પંક્તિ ભલે ભરો;
તે ચોથિના અર્ધાંશ પાંચમી, છઠ્ઠિ પંક્તિ વિષે ધરો,
વળી ચોથી પાંચમિ મેળવી, પૂરો જ ત્રીજિ તણાં ધરો; ૪૬

### વર્ણમર્કટીનું ઉદાહરણ.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કેટલા અક્ષરના | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
| કેટલી જાતના છંદ | ૨ | ૪ | ૮ | ૧૬ | ૩૨ | ૬૪ | ૧૨૮ |
| તે બધાની માત્રા | ૩ | ૧૨ | ૩૬ | ૯૬ | ૨૪૦ | ૫૭૬ | ૧૩૪૪ |
| અક્ષરો | ૨ | ૮ | ૨૪ | ૬૪ | ૧૬૦ | ૩૮૪ | ૮૯૬ |
| ગુરુ. | ૧ | ૪ | ૧૨ | ૩૨ | ૮૦ | ૯૨ | ૪૪૮ |
| લઘુ. | ૧ | ૪ | ૧૨ | ૩૦ | ૮૦ | ૧૯૨ | ૪૪૮ |

## પ્રકરણ ૫ મું.

## ભાષા કવિતા વિચાર.

( દોહરા. )

કવિતા કહિયે કલ્પના, જન મનરંજન જાણ;
સરસ સરસ રસ શબ્દ ને, અર્થની રચના આણ. ૧

શબ્દની રચના સરસ તે, અધિક અધિક અનુપ્રાસ;
ઉપમા આદિક અર્થના, અલંકાર ઉજાસ. ૨

---

## સ્થાયિભાવ તથા રસ.

( હરિગીત. )

કંઈ દેખિને કે સાંભળી, સ્થિર ભાવ ભીતર જે રહે,
તે **સ્થાયિભાવ** ભલા કવિ જન, નવ પ્રકારતણા કહે;
રતિ હાસ શોક જ ક્રોધ ને, ઉત્સાહ પંચમ પેખિયે,
વળી જુગુપ્સા ભય વિસ્મયે, નિર્વેદ નવમો લેખિયે. ૩

( દોહરા. )

ખરેખરો ખાલી રહે, ભાવ અચળ અતિ એહ;
**રસ** તેને કવિજન કહે, નવ વિધિના છે તેહ. ૪
રસ શૃંગાર અને હાસ્ય રસ, કરુણ રૌદ્ર વળિ વીર;
બિભત્સ ભય અદ્ભુત તથા, શાંત સુનવ રસ ધીર. ૫

---

## શબ્દાલંકાર.

શબ્દ અલંકૃતિના [1]અધિક છે, ઉર ધર ધરી ઉમેદ;
ભાખે ભાષાના કવિ, ભલા મુખ્ય ત્રણ ભેદ. ૬
સ્વર અક્ષર આવૃત્તિ, ઝડ ઝમક શબ્દ સમુદાય;
વર્ણતણી આવૃત્તિ તે, વર્ણસગાઈ ગણાય. ૭

### [2]ઝડનું ઉદાહરણ.

( મનહર છંદ. )

સારી વાત ન્યારી કરી ધારી તે નકારી હૈયે;
ઉક્તિ ઉચારી શણગારીને ગરવની;

---

૧ બહુ. ૨. એને છેકાનુપ્રાસ પણ કહે છે.

ધરમ ન ધાર્યો કીધા કરમ પરમ ક્રૂર,
ભરમમાં ભૂલ્યો તજી શરમ સરવની;
દોડે દ્રવ્યદિશ, મળે વીશ તો ચાળીશ ચાહે,
ઇચ્છા અહોનિશ છે ખરવ નિખરવની;
દીનની ન દાદ ન સુણે, સ્વાદ જાણી વાદ વદે,[1]
યાદ ભૂલ્યો મોતની પથારીના પરવની.[2] ૮

### [3]ઝમકનું ઉદાહરણ.

વિચરી વિલાયતમાં લાયક વિલોક્યા લોક,
વિલોક્યાં વિશાળ રિદ્ધિવાળાં વળી ગામને;
મેળવ્યું વિશેષ જ્ઞાન, મેળવ્યું વિશેષ માન,
મેળવ્યું વિશેષ દેશહિતકારી કામને;
જાણીતો ન હતો પંથ જોઇને જાણીતો થયો,
જાણીતા થઇને કીધા જાણીતા તમામને;
મોટું એણે કીધું કામ, માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને, ૯

સંભારી સંભારી ભારી ભારી હિતકારી કામ,
સંભારી સંભારી થૈ આભારી એના નામને;
વખાણી વખાણી હર્ષ આણી રાય રાણી સુદ્ધાં,
વદશે સુવાણી શાણી જાણી એની હામને;
પર ઉપકારી કર્મ કરી કષ્ટ નષ્ટકારી,
કહી નરનારી ધારી ધારી જોશે ધામને;

---

૧. વાદ વદવામાં રસ-મઝા સમજી. ૨. જન્મ મરણ અને પરણ, એ ત્રણ પર્વ મનાય છે. ૩. એને યમક પણ કહે છે.

મોટું એણે કીધું કામ માટે દેશે મોટું માન,
મોટા મોટા મહીપતિ મહીપતરામને. ૧૦

### ¹વર્ણસગાઈનું ઉદાહરણ.

છળભેદે છાની રીતે છોને લોક છેતરીને,
છેડે બાંધ્યું છે તે પાપ છોડયું કેમ છૂટશે?
ફાવે તેમ ફંદ કરી ફોગટ તું ફૂલ્યો ફરે,
ફંદી તારો ફેલઘડો ફટ દઈ ફૂટશે;
કહું કદી ક્રોડવાર કથન ન કાન ધરે,
કપટી કુટિલ સાથે કોણ માથું કૂટશે?
આયુષનો અંત આવ્યે એકલાએ ઉડી જાવું,
અરે તારી અલખત આ તો અન્ય લૂટશે. ૧૧

---

## અર્થાલંકાર.

( દોહરા. )

અર્થ અલંકૃતિના અધિક, જાણો જુદા ગ્રંથ;
આઠ મુખ્ય એમાં કહું, પ્રકટ જાણવા પંથ. ૧૨
ગુણ સરખા એના મળે, **ઉપમા** તેહ નિદાન;
ઉદાર નર આ ભોજ સમ, સુરગુરૂ સમ વિદ્વાન. ૧૩
મળતા ગુણથી માનિયે, આ તે શું આ હોય?
તો **ઉત્પ્રેક્ષા** તેહને, કહે કવી સઉ કોય. ૧૪

( સોરઠો. )

કરેલ કીરતિ મેર, દુનિયામાં તે દેખાવા;
શું ફાર્બસ થઈ ફેર, ભોજ પધાર્યો ભૂમિમાં? ૧૫

( દોહરા. )

'આ વસ્તૂ આ રૂપ છે,' એમ કહે જે ઠામ;

---

૧. એને વૃત્યનુપ્રાસ પણ કહે છે.

જાણે કવિ કોવિદ સઉ, રૂપક તેનું નામ. ૧૬
ક્ષમા રૂપિયું ખડ્ગ ધરી, ધરિ ધીરજની ઢાલ;
દુર્ગુણ રૂપી દુશ્મનો, ઝપટ જીતવા ચાલ. ૧૭
અતિશય ટકા ચઢાવિને, વદે વધારી વાત;
**અતિશયોક્તિ** તેને કહે પંડિત જન પ્રખ્યાત. ૧૮
આ અવસર આ પુર વિષે, વધ્યો વૈદ્યનો સાથ;
પથરો લેવા જ્યાં નમું, વૈદ્ય જ આવે હાથ. ૧૯
અર્થ અનેક જણાય જ્યાં, **શ્લેષ** અલંકૃતિ જાણ;
જો ગણિએ તો દેવતા, નહિ તો રણ પાષાણ. ૨૦
નિમિત્ત બીજાનું લઇ, કહિયે કાંઇક વાત;
**અન્યોક્તિ** તેને કહે, પ્રવીણ પુરૂષ પ્રખ્યાત. ૨૧
નકટી! દર્પણ નિરખિને, હૃદયે ન ધરિશ રોષ;
તુજ મુખપર નહિ નાક તો, દર્પણનો શો દોષ? ૨૨
કારણ વિણ કારજ થયું, કહે કવિ જે ઠામ;
અલંકાર એવા તણું **વિભાવના** છે નામ. ૨૩
કાન વિષે કુંડળ નહીં, નહી હૈયા પર હાર;
શરીર શોભે સુજનનું, સજ્યા વિના શણગાર. ૨૪
જાતિસ્વભાવ વર્ણવે, **સ્વભાવોક્તિ** તે માન;
સારો નરસો નવ જુએ, ભસે સર્વને શ્વાન. ૨૫

---

## કવિતાના ગુણ વિષે.

કહિયે **અંતર્લાપિકા**, યુક્તિ અંદર હોય;
યુક્તિ ઉપજે બહારથી, **બહિર્લાપિકા** સોય. ૨૬

## અંતર્લાપિકા.

દગલ નૃપતિ તજ રાજ્યમદ, ડાટિ હાલ ભાટાઈ;
એકાંતર અક્ષર કવી, એમ કહે ચતુરાઈ. ૨૭
(એમાંથી એક એક અક્ષરને આંતરે કવિનું નામ નીકળે છે.)

## બહિર્લાપિકા.

ચતુર્થાંશનું નામ શું, હાનો ઉલટો જેહ;
કામનિ કહે છે કંથને, આપો મુજને એહ. ૨૮

ઉત્તર—પાન.

## એકાનેકોત્તર.

**લક્ષણઃ**—એક ઉત્તરમાં ગણા ઉત્તર હોય તે એકાનેકોત્તર.

કોણ અધિક સ્નેહી સગું, શું ઇચ્છે સૌ આપ;
ઉત્તમ પ્રાણી કોણ છે, માનવી મોટે માપ. ૨૯

('માનવી' એમાં ત્રણે ઉત્તર છે, મા, માન, માનવી.)

## અંતર્લાપિકા—એકાનેકોત્તર મિશ્ર.

( મનહર છંદ. )

હોય શું હાથીની પિઠે શું ચ્રડીને સાંઠે ભાગે,
કહો વાર કેટલાકને શોભીતી શી ચીજ છે;
કેટલા મનુષ્યે મળી વંશનો વિસ્તાર થાય,
વિદ્યાનાં વિશેષ કહી કેણે વાવ્યાં બીજ છે;
કેણે રાજનગરમાં કીધી ફોજદારી સારી,
સાત પ્રશ્ન સાંભળીને લીટી એ લખી જ છે;
પ્હેલી હોય સાહેબી ને દુજી તો દોલતરાયે,
ઉત્તર એમાંથી લીધા સાતે સમજી જ છે. ૩૦

| ઉત્તર. | ૬ | ૭ |
|---|---|---|
| ૧ | હો | દો |
| ૨ | પ | લ |
| ૩ | સા | ત |
| ૪ | હી | રા |
| ૫ | બે | ચે |

## ગૂઢોત્તર.

**લક્ષણઃ**—ઉત્તર કવિતામાંજ હોય પણ સમજાય નહિ તે ગૂઢોત્તર.

( ચોપાઈ. )

ખેડુતને શેનું બહુ કામ ? બીજા પક્ષતણું શું નામ ?
જો સમજે નહિ ઉત્તર સદ્ય, તો કહું છું કે જા હળવદ. ૩૧

( કહ્યું કે ન સમજે તો કાઠિયાવાડનું ગામ હળવદ છે ત્યાં જા, પણ તેમાંજ ઉત્તર છે કે હળ અને વદ.)

## ન્યૂનાર્થ.

લક્ષણ:-અક્ષર ઘણા પણ સારાંશ થોડો તે ન્યૂનાર્થ.

( દોહરા. )

નગ દુહિતા પતિ પુત્રના, વાહનધરની નાર;
રવિ તેના પિતુપર પડ્યો, પણ નાવ્યો ભરતાર. ૩૨

અર્થ:—હે સખી ! પર્વતની દીકરી પાર્વતિ તેનો પતિ શિવ, તેનો પુત્ર કાર્તિકસ્વામી, તેનું વાહન મોર, તેનો ધરનાર વિષ્ણું, તેની સ્ત્રી લક્ષ્મી, તેનો બાપ સમુદ્ર કહેવાય છે તેના ઉપર સૂર્ય પડ્યો મતલબ કે સૂર્ય આથમ્યો, પણ હજી મારો ધણી ઘેર આવ્યો નહિ.

## અધિકાર્થ.

લક્ષણ:-થોડા અક્ષરોમાં ઘણો અર્થ હોય તે અધિકાર્થ.

વિ. દી. ઉ. બ. હુ, ના વાયદા, વીત્યા જોતાં વાટ;
મુજ હૈડામાં હે સખી ઊપજ્યા અધિક ઉચાટ. ૩૩

અર્થ:-વિજયાદશમ, દીવાળી, ઉત્તરાયણ, બળેવ અને હુતાશનીના વાયદા વાટ જોતાં જોતાં વીતી ગયા; હે સખી ! હવે તો હૈયામાં ઘણા ઉચાટ ઉપજ્યા.

## સર્વતોભદ્ર.

લક્ષણ:-દરેક ચરણ ચારે તરફથી વાંચી શકાય તે સર્વતોભદ્ર.
સંપત્ઋષિએ બાજીરાવ પેશ્વાને શાપ દીધો તે સમયનું સંભાષણ.

બાજીરાવ પેશ્વા:— (અનુષ્ટુપ્.)

માગું છું એક તે આપો.
શાપથી લક્ષ્મિ જો ખસે;
જ્યાં સુધી સૂર્ય ને ચંદ્ર,
હિંદુ શીશ શિખા વસે. ૩૪

સંપત્રકવિ:—

જા શે દે વી વિ દે શે જા
શે જ તે ર ર તે જ શે
દે તે ખા શિ શિ ખા તે દે
વી ર શી શ શી ર વિ ૩૫

## ગોમૂત્રિકા, અશ્વગતિબંધ, કપાટબંધ વગેરે ભેદ.

(દોહરા.)

સાર સાર ઉર ધાર નર, ધર શિર પર કરતાર,
ઝેર વેર ઉર દૂર કર, પરહર પર ઘર નાર. ૩૬

## ધ્વનિકાવ્ય.

ધ્વનિ ઉપજે જે અર્થમાં, ઉત્તમ કવિતા એહ;
ગ્રંથ વધે વિગતે લખ્યે, કહું ટુંકામાં તેહ,

## ધ્વનિઉદાહરણ.

નર બે ન્યાયાધિશની, ભલી કરી મેં ભેટ:
મુખ મોટું છે એકનું, એકનું મોટું પેટ. ૩૮

(એમાં એવું કહ્યું કે બે ન્યાયાધીશ છે. તેમાં એક મોટા મ્હોંવાળો છે અને એક મોટા પેટવાળો છે. મતલબ કે એકનું લાંચ ખાતાં મ્હોં ભરાતું નથી, અને બીજો મોટા દિલવાળો ઉદાર છે.)

ઇત્યાદિક અગણિત દિસે, રચના ચિત્ર વિચિત્ર;
દેખાડી દિશ માત્ર મેં, મનમાં ધરજો મિત્ર. ૩૯

## કાવ્યસંકેત.

( દોહરા. )

હ્રસ્વ ઉચ્ચરિયે દીર્ઘનો, દીર્ઘ હ્રસ્વ ઉચરાય;
જોડાક્ષર જૂદા પડે, જૂદા નવ જોડાય. ૪૦
વિના અનુક્રમ ગોઠવે, કર્ત્તા કર્મ ક્રિયાય:
અર્થ અનુક્રમથી કરે, એ અન્વય કહેવાય. ૪૧
જે, તે, જો, તો, ને મળી, હો ધાતુનાં રૂપ;
એ શબ્દો ઉમેરીને, કરે અર્થ કવિભૂપ. ૪૨
જાણે વિભક્તી છઠ્ઠિયે, 'તાગું, કેરું' એ વિધ;
કીધું બદલે કીધ ને દીધ, લીધ ને પીધ. ૪૩
જુના કવિયોએ જૂઓ, એવા શબ્દ લખેલ;
તેમ ઉચ્ચરિયે, તેટલા, નહિ ગણિયે બગડેલ. ૪૪
પણ જો નવા બગાડિયે, તો તે ભારે ભૂલ;
એકજ કવિયે એક થળ, લખેલ તે તે તુલ્ય. ૪૫
ઉદધી બદલે દધિ લખો, તનુજ બદલે તન;
દય નહિ લિખિયે ઉદયનો, મનુજતણો નહિ મન. ૪૬
નિયમ જોઈ વ્યાકરણનો, નવો શબ્દ તો થાય;
અથવા સંસ્કૃત શબ્દ પણ, વિવેકથી વપરાય. ૪૭
કોમળ લાગે કાનને, મન ઉપજે મીઠાશ;
જુક્તિ સરસ જો જાણિયે, કવિમાં નહીં કચાશ. ૪૮

## કાવ્યદૂષણ.

( દોહરા. )

### અમાંગળિક.

આંબાનો રક્ષક કહે, બાગ આવશો આજ;
તો ત્યાં તમને તુરત હું, મરવા દઉં મહારાજ. ૪૯
( મરવા દઉં એ અમાંગળિક શબ્દ છે.)

### અશ્લીલ એટલે અસભ્ય.

પિતા પાસ પણ વાંચતાં, કન્યા લાજે કોય;
જરૂર સત્કવિતા નહીં, અસભ્ય એ તો હોય. ૫૦

રામ સિતા સમ સ્નેહ તે, સમજો રસ શૃંગાર,
ફાગ ફટાણાં રસ નહીં, વળિ રસ નહિ વ્યભિચાર. ૫૧

### નિંદાયુક્ત.

કવિ ઘણા જુગ જગતમાં, લે કીર્તિ ગણિ લાખ;
એ આશિષ આપું તને, લે ખોબો ભરી રાખ. ૫૨

### દેખીતી ભૂલ.

ધુમાડા સિંદુરસમો, કાજળ જેવી ઝાળ;
ચૂના જેવા કોયલા, રાખ ગુલાબી લાલ. ૫૩

### કિલષ્ટાર્થ.

**લક્ષણ**—જેનો અર્થ કવિ પણ સમજી શકે નહિ તે કિલષ્ટાર્થ કહેવાય છે.

જંત હું ગતિ જ્યાં જાય ત્યાં, કરૂં હું જ્યારે લોક;
અથાક ગુણ વિચારતાં, સરસ વધે છે શોક. ૫

**અર્થ**—હે લોકો જ્યાં જાય ત્યાં ઝાડ હોય, ત્યાં જ્યારે હું ગતિ કરૂં હું ત્યારે તેની સુગંધીનો ઘણો ગુણ વિચારતાં મારા મનમાં સારો શોક-શોખ વધે છે.

( કદાપિ ચિત્રકાવ્ય કે બે અર્થવાળી કવિતામાં કિલષ્ટાર્થ આવે તો તે દોષ કહેવાય નહિ. )

### પુનરુક્ત.

**લક્ષણ**—એક શબ્દાર્થ ફરીથી આવે તે પુનરુક્ત દોષ કહેવાય.

રાજકુંવર સારો સરસ, જુવાન તે જો સોય;
પશુ જનાવર જાણવો, જો ન ભણેલો હોય. ૫૫

( સારો અને સરસ, તે અને સોય, પશુ અને જનાવર,

એ બન્ને શબ્દોના એકજ અર્થ છે.)

દોષ નહિ પુનરુક્તનો, ફરે અર્થ-આકાર;
સરસ બુદ્ધિ તે મનુષ્યની, જેના સરસ વિચાર. ૫૬
હે હરિ હે હરિ હે હરિ, તું સુખનો દાતાર;
ધન્ય ધન્ય તું ધન્ય તું, તું કરુણા કરનાર. ૫૭

## જતિભંગ.

લક્ષણ—અરધો શબ્દ પહેલા પદમાં, અને અરધો બીજામાં હોય તે જતિભંગ કહેવાય.

કોશળદેશ અધીશ દશ, રથ સુત સીતાનાથ;
હેતે હું પ્રણુમું જ હર, ખીને જોડી હાથ. ૫૮

(આમાં દશરથ, હરખીને, એ શબ્દો તૂટેલા છે.)

## હીનોપમા.

લક્ષણ—ઉતરતી-હલકી ઉપમા અપાય તે હીનોપમા કહેવાય.

શત્રુની સીતા સમી, સંપત્તિ હરનાર;
તું રાક્ષસ રાવણ સમો, પરમ પુરૂષ અવતાર. ૫૯

## વિરોધોપમા.

કાંતાનું મૂખ કમળ સમ, કોમળ અતિ વખણાય;
પેખી પતિ મુખ ચંદ્રને, પરમ પ્રફુલ્લિત થાય. ૬૦

એમાં સ્ત્રીના મુખને કમળની ઉપમા આપી અને તેના પતિના મુખને ચંદ્રની ઉપમા આપી; પણ ચંદ્રને જોઇને કમળ પ્રફુલ્લિત થાય નહિ માટે એ વિરોધોપમા કહેવાય.

ઇત્યાદિક દોષો અધિક, કવિતાના કહેવાય;
મેં તો આ દિશ માત્ર, કહિ દેખાડયા કવિરાય. ૬૧

# કઠણ શબ્દનો કોષ.

અંગરાગ=કસ્તૂરી વગેરેનું લેપન.
અજરામર=જેને ઘડપણ કે મોત આવે નહિ તે.
અડગ=ડગે નહિ તે.
અનુકૂળ=મળતે મળતી.
અપવર્ગ=મોક્ષ.
અભરાભરણ=ન ભરાય તેનું ભરનાર, નિરાધારનો આધાર.
અભીષ્ટ=ઇચ્છેલું.
અરવિંદમુખી=કમળના જેવી મોંવાળી (સ્ત્રી).
અર્ક=સૂર્ય.
અલંકૃત=અલંકાર.
અલખ=લક્ષમાં આવે નહિ એવો ( ઇશ્વર ).
અવદાત=ઉજળું.
અવસાન=છેડો, અંત.
અંશ=ભાગ.
અશોક (પલ્લવ)=આશોપાલવ.
અહિ=સર્પ.
અહિવલ્લી=નાગરવેલ.
ઉદે (ઉદય)=પ્રકટ.
ઉદ્દિષ્ટ=દેખાડેલું.
ઉપવીત=જનોઈ.
ઉભય=બેની સંખ્યા.
ઉર=છાતી, મન.
કંદુક=દડો.
કમળા=લક્ષ્મી.
કમળાકર=સરોવર.
કલહંસ=હંસનું બચ્ચું.
કલિતા=કળી શકાય એવી.
કામા=સ્ત્રી.
કિરીટ=મુગટ.
કિશોર=ફુટતી જુવાનીની અવસ્થા.
કુસુમવિચિત્રા=તરેહ તરેહનાં ફુલવાળી.
કૃષિ=ખેતી.
કેકિની શારદા=મોરની વાણી.
કેતકી=કેવડાનું ઝાડ.
કેતુમાળી=ધજાઓની હારરૂપ. મતલબ કે, ધજ, ઉત્તમ.
કેશુ=કેશુડાં.
કોટિશીર્ષા=કરોડ માથાવાળો સમર્થ ઇશ્વર.

ખંજા=લૂલા.
ગણ=જથો, ત્રણ અક્ષરના જથાનું નામ.
ગંધદાનિકા=અત્તરદાની, ગુલાબદાની.
ગાઢ=મજબુત.
ગી=ગીરા, વાણી.
ગુરુ=મોટો.
ગૂઢ=ગુપ્ત, છાનું.
ગ્રાહી=પકડીને.
ચંદ્રવત્મન્=ચંદ્રનો રસ્તો.
છત=દોલત.
છંદશૃંગાર=એ નામનું હિંદુસ્તાની પિંગળ.
જંગ=યુદ્ધ.
જનક=પિતા.
જ્ઞાતા=જાણનાર.
ડાડવું=કોઈની પાછળ દોડવું.
તરલ નયન=ચપળ નેત્ર.
તાળ=તાળી, છંદ બોલતાં જે અક્ષર ઉપર ટકોરો વગાડાય તે.
તિમિર=અંધારૂં.
તુંગા=ઉંચા, ઉદ્ધત.
તોટક=તૂટેલ.
ત્રાતા=રક્ષણ કરનાર.
દાનિક=દેનારી.
દારા=સ્ત્રી.
દીવા=દિવસ.
દુઃખહારી=દુઃખ હરનાર.
દૂર્મિલાપ=દુષ્ટ મિલાપ.
દ્રુતવિલંબિત=દોડવું અને ઉભા રહેવું.
ધરણીધર=પરમેશ્વર.
ધી=બુદ્ધિ.
નગ=પર્વત.
નય=નમ્રતા, નીતિ.
નયધરવંસા=નમ્રતા, નીતિયુક્ત કુળના પુરુષ.
નવપલ્લવ=નવાં પાંદડાં.
નષ્ટ=ખોવાએલું.
નળ=રામનો એક વાનર, સુભટ.
નિધાન=ભંડાર.
નિધિ=સમુદ્ર.
નિમિષ=અલ્પકાળ.
નિરક્ષર=વગર ભણેલો.
નિશપાળ=રાતે ચોકી કરનાર.
પટ=લુગડું.
પદ=પગ, છંદનો ચોથો ભાગ, પદવી.
પય=દૂધ.
પરિતુષ્ટ=પ્રસન્ન.
પિંગળ=એ નામના મુનીએ રચેલું શાસ્ત્ર.
પુંજ=ઢગલો.

પુષ્પિતાગ્રા=ટીશીઓ ઉપર ફૂલ-
વાળો વેલો.
પ્રણામી=પ્રણામ કરનાર.
પ્રભાવતી=કાંતિવાળી.
પ્રમિતાક્ષરા=થોડા અક્ષરવાળી.
પ્રસ્તાર=વિસ્તાર.
પ્રિયંવદા=વહાલું લાગે તેવું બોલનારી.
ફસવું=બંધનમાં આવવું.
બાબુ=ગૃહસ્થ.
બિંદુ=મીંડું, છાંટો.
ભગિની=બ્હેન.
ભગદેવ=શિવ.
ભામો=ભ્રમણા.
ભારતી=સરસ્વતી.
ભ્રમરાવળી=ભ્રમરની પંક્તિ.
ભ્રાતા (ભ્રાત)=ભાઈ.
મજરો=સલામ.
મણિબંધ=હાથનું કાંડું.
મત્તગયંદ=મસ્ત બનેલો હાથી.
મંદાક્રાંતા=ધીમી ગતિવાળી.
મધુ=મીઠાશ.
મર્કટી=માંકડાની માદા.
મલ્લિકા=એક જાતના ફૂલનું ઝાડ.
માણવકાક્રીડ=બાળકની રમત.
માલતી=એક ફૂલઝાડ.
મુક્ત=બંધન રહિત.
મુદમાતા=આનંદમાં મસ્ત.
મુનિશેખર=ઋષિનો તોરો
અથવા ઋષિનો ઉપરી.
મૌક્તિકદામ=મોતીની માળા.
યથા=જેમ.
રથોદ્ધતા=નારીનું અભિમાન.
રંભા=અપ્સરા.
રસરાતા=નવરસથી રંગાએલા,
પ્રેમિક.
લઘુ=નાનો.
લત=ટેવ, વ્યસન, છંદ.
લતા=વેલો.
લલિત=સુંદર.
વદન=મ્હોડું.
વલ્લી=વેલો.
વંશસ્થ=વંશમાં રહેનાર,
વસંતતિલકા=વસંતઋતુના.
તિલકવાળી.
વારિ=પાણી.
વિદારવું=કાપવું.
વિદ્યુન્માળા=વીજળીનો જથો.
વિધાતા=ધારણ કરનાર, પરમેશ્વર.
વિમોહા=મોહ પામેલી.
વિરતિ=વિશ્રામ.
વિલાસી=ખેલ કરનાર.
વૃત=છંદ.
વૈશ્વદેવી=નિત્યહોમ કરવાવાળો.
વ્યંઢળ=હીજડો.

શર=બાણ.
શશક=સસલું.
શિખરિણી=પર્વત.
શિખા=ચોટલી.
સૂચી=ચોખ્ખું કરેલું, સાંકળીયું.
શિશુ=બાળક.
શૈલ=એ નામનો પર્વત.
શ્રવણ=કાન.
શ્રી=લક્ષ્મી, શોભા.
સંગતિક=સોબતી.
સતી સમાનિકા=સતી સરખી, સતી જેવી.
વાસર=દિવસ.
સદ્ય=તરત.
સમુલી=જથાવાળો.
જનકાંસંમોહા=સારી પેઠે મોહ પામેલી.
ના=૦

સલિતા=નદી.
સલુણી=રસીલી.
સવિતા=સૂર્ય.
સાગ્રા=ટીશીઓ સુદ્ધાં.
સારંગ=સાર એટલે તત્વ તરફ જનારો, સારગ્રાહી.
સેનિકા=ફોજવાળા.
સૂણિ=માળા.
સ્રગ્ધરા. } =માળાવાળી.
સ્રગ્વિણી. }
સ્વાગતા=સારી રીતે આવેલી.
હરક=હરનાર.
હરિરસ=પરમેશ્વરના કીર્તનનો રસ.
હંસ=હંસની માદા.
હુતાશન=અગ્નિ.